પુસ્તક :
શ્રી ઉપાસકદશાંગ સૂત્ર

પ્રકાશક :
પ્રેમ-જિનાગમ પ્રકાશન સમિતિ, ઘાટકોપર

પ્રથમ સંસ્કરણ

પ્રતિ : ૧,૦૦૦

સંવત ૨૦૩૧, ઈ. સ. ૧૯૭૫, વી. સં. ૨૫૦૧

મૂલ્ય : રૂ. ૫ (પાંચ રૂપિયા)

પ્રાપ્તિસ્થાન :

શ્રમણી વિદ્યાપીઠ
હિંગવાળા લેઈન, ઘાટકોપર, મુંબઈ ૪૦૦ ૦૭૭

મુદ્રક :

મોહન પરીખ
સુરુચિ છાપશાળા ટ્રસ્ટ
સુરુચિ વસાહત
બારડોલી 394 601

# ધર્મપ્રેમી સુશ્રાવક પ્રેમજી હીરજી ગાલા

## (સંક્ષિપ્ત પરિચય)

આગમ પ્રકાશન કાર્ય એમની પ્રેરણા તથા મોટી રકમની મદદ મળતાં જ શરૂ કરવામાં આવેલ છે.

**પ્રેમજીભાઈ વિશે ટૂંક પરિચય**

કચ્છમાં કાંડાગરા ગામના એ રહીશ છે. માતા-પિતાના ધાર્મિક સંસ્કારો એમને બાળપણથી જ છે. 'તેઓને ધર્મનો રંગ હાડહાડની મીંજાએ લાગ્યો છે.' એ પ્રકારના શ્રાવક છે. ધર્મરંગથી રંગાયેલ હોવાના કારણે તેમને આગમોનો પણ સારો અભ્યાસ છે.

તેઓએ સાત વર્ષથી આજીવન બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરેલ છે. ત્રેવીસ વર્ષથી ચઉવિહાર વ્રત પાળે છે. તેમનાં ધર્મપત્ની પણ ખૂબ જ ધાર્મિક વૃત્તિવાળાં છે. બન્ને પતિ-પત્ની અનેક તપશ્ચર્યાઓ કરે છે.

ગૃહસ્થાશ્રમ પાળતા છતાં છેલ્લાં સત્તર વર્ષથી નિવૃત્ત જીવન ગાળી રહ્યા છે. પ્રભુ મહાવીરના ઉચ્ચ ઉપદેશો અને આગમોની પ્રસિદ્ધિની તેમની ઉત્કટ ઇચ્છા થતાં ઘાટકોપરમાં ચાલતી 'શ્રમણી વિદ્યાપીઠ'માં આવ્યા.

ત્યાં તેઓ પૂજ્ય મહાસતીજી પ્રાણકુંવરબાઈ મ., મુક્તાબાઈ મ., તથા પૂ. બા લીલમબાઈ મ. નાં પરિચયમાં આવ્યા અને આગમોને લગતી ચર્ચા થઈ. પરિણામે વિદ્યાપીઠનાં સાધ્વી વિદ્યાર્થીગણ જો આગમોનો ગુજરાતી અનુવાદ કરી આપે તો તેનું પ્રકાશન કરવા તથા તેનું ખર્ચ પોતે ભોગવશે એવી ભાવના વ્યક્ત કરી.

વિદ્યાપીઠના અધિષ્ઠાતા પં. શોભાચન્દ્રજી ભારિલ્લ તથા શ્રાવક શ્રી દુર્લભજીભાઈ ખેતાણી સાથેના વિચાર-વિનિમયમાં નિર્ણય થયો કે ઉકત ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવું. કાગળની ખરીદી થઈ અને કાર્ય પ્રારંભ થઈ ગયું. તદનુસાર 'ઉપાસકદશાંગ' પાઠકોના હાથમાં છે. 'આચારાંગ સૂત્ર' તથા 'સૂત્રકૃતાંગ સૂત્ર' બહાર પડી ગયાં છે.

અભ્યાસની દૃષ્ટિએ આ સંસ્કરણ ઉપયોગી તેમ જ ઉપકારક નીવડશે એમ જણાય છે. અનુવાદકોએ અનુવાદ કરતી વેળાએ ભાવ જાળવી રાખવા પૂરો પ્રયત્ન અને કાળજી રાખેલ છે.

હકીકતમાં દાનવીર શ્રી પ્રેમજીભાઈનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

શ્રમણી વિદ્યાપીઠ<br>ઘાટકોપર

જેચંદ જમનાદાસ તેજાણી<br>હરજીવનદાસ રૂગનાથ ગાંધી<br>હિંમતલાલ ભગવાનજી શેઠ<br>ચીમનલાલ દામોદરદાસ વોરા<br>નરોત્તમદાસ જીવનલાલ લાખાણી

# પ્રાક્-કથન

અઢી હજાર વર્ષ પહેલાંનો એ દુર્ઘટકાળનો અવધિ હતો. ચરમ તીર્થંકર ભગવાન મહાવીરદેવના ચરણકમળથી સુજલા, સુફલા ભારતીય પુણ્યભૂમિ એમના ચરણારવિંદથી ધબકી રહી હતી. એ મહાપુરુષની પચ્ચીસમી નિર્વાણ-શતાબ્દી રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય સ્તરે જગતભરમાં ઉજવાઈ રહી છે, એ મહામાંગલ્યકારી પ્રસંગે આ ઉપાસકદશાંગ સૂત્રનું પ્રકાશન થઈ રહ્યું છે.

જગતની વૈચિત્ર્યભરી ઘટમાળ કોટિકોટિ અબ્દોથી અસ્ખલિત ચાલુ રહી છે, જે દરમિયાન અનંત ચોવીસીઓ આવી અને ગઈ. અંતિમ ચોવીસીના અંતિમ તીર્થંકર ભગવાન મહાવીરનો ૨૫૦૦મો નિર્વાણ મહોત્સવ આજે સર્વત્ર ઉજવાઈ રહ્યો છે. લોકોત્તર મહાપુરુષોનાં જીવન, તપ, ત્યાગ, વૈરાગ્યના ઘેરા રંગે રંગાયેલાં હોય છે. કઠોર જીવનસાધના વડે તેઓ દેહ, ઇન્દ્રિયો અને અંતઃકરણ પર સંપૂર્ણ અંકુશ પ્રસ્થાપિત કરે છે. ઉત્કૃષ્ટ જ્ઞાનોપાસના અને સમ્યક્ જ્ઞાન, દર્શન ચારિત્ર વડે સર્વથા નિર્મોહી, નિર્વિકારી બની, સંપૂર્ણ જ્ઞાન 'કેવળજ્ઞાન' પ્રાપ્ત કરે છે, અને એ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થયા બાદ ધર્મચક્રનું પ્રવર્તન કરે છે અને દેશના આપે છે. કૈવલ્ય એ જ્ઞાનની પરાકાષ્ઠા છે. એવા જ્ઞાનીની વિચારધારાના પ્રવાહમાં માત્ર નિર્ભેળ સત્યનો જ પ્રવાહ વહે છે. સત્યપ્રકાશના પરિસ્ફોટન દ્વારા અસત્ય, અજ્ઞાન અને ભ્રમણા નષ્ટ થાય છે. સ્મરણ અને શ્રુત પરાકાષ્ઠાએ પહોંચી જાય છે. શાસ્ત્રો, સાહિત્ય, ગ્રંથો, કોષો શબ્દાર્થોનું અનંતજ્ઞાન એમના અંતર તેમજ જીહ્વાગ્રે અંકિત થાય છે ભગવાન મહાવીરે એમના જીવનકાળ દરમિયાન સમગ્ર આગમવાણી શ્રુત સ્વરૂપે પ્રવાહિત કરી, જગતને અનોખું, અલૌકિક અદ્ભુત સાહિત્ય, આગમો, ગ્રંથો, સત્યો આપ્યાં. સત્યધર્મના વાસ્તવિક સ્વરૂપને જગત સમીપ રજૂ કર્યું. જે બધું આગમ સાહિત્ય વર્ષો પર્યન્ત શ્રુત સ્વરૂપે જળવાઈ રહ્યું.

ભગવાનના નિર્વાણકાળથી સેંકડો વર્ષો પર્યન્ત એમનું તત્ત્વજ્ઞાન શ્રુત સ્વરૂપે પ્રવાહિત થતું જ રહ્યું. એમના બહુશ્રુત ગણધરો, શિષ્યો, બુદ્ધિશાળી તેમજ સ્મરણશક્તિના પ્રબળ પોષક હતા. પરંતુ કાળના વહન સાથે મેધાવી મહાનુભાવોની શ્રુતશક્તિમાં ન્યૂનતા પ્રવેશી. એ કાળમાં યંત્ર, તંત્ર કે છાપકામનાં કોઈ સાધનોની શોધખોળ થઈ ન હતી તેથી આગમશાસ્ત્રો લિપિબદ્ધ ન થઈ શક્યાં.

જંબૂ સ્વામીના નિર્વાણ બાદ એટલે કે લગભગ ભગવાન મહાવીરના નિર્વાણના પહેલા સૈકાના પછીના કાળમાં શ્રુતજ્ઞાન શક્તિમાં ભારે ઓટ આવી. બાર બાર વર્ષના ભીષણ દુષ્કાળો પડ્યા. શ્રમણવર્ગને દૂર-સુદૂર લાંબા વિહારો કરવા પડ્યા, એમના પર ભારે પરિષહો તથા પ્રતારણાઓ આવી. પરિણામે સૂત્ર સંપાદનો, વાંચના અને જ્ઞાનની ઉપાસનાનાં કાર્યો સ્થગિત થઈ ગયાં.

દુષ્કાળની પરિસ્થિતિ સુધરતા જ્ઞાનોપાસના અને શ્રુતપરંપરાને પુનઃ વિકસાવવા એક સંઘ મિલન પટણામાં યોજવામાં આવ્યું, જેમાં સમર્થ આગમનિષ્ણાત જ્ઞાની શ્રમણોની ઉપસ્થિતિ હતી, એમાં આગમ સાહિત્યને પુનઃ વ્યવસ્થિત કરવામાં આવ્યું.

તત્પશ્ચાત્ ભગવાન મહાવીર નિર્વાણ બાદ પાંચમા અને છઠ્ઠા સૈકાના અરસામાં મથુરામાં દ્વિતીય સંઘ મિલન થયું જેનું નેતૃત્વ એ સમયના સમર્થ આચાર્યોશ્રી સ્કંદિલાચાર્ય તેમજ શ્રી વજ્રસ્વામીએ સંભાળેલું. એ સમયમાં પણ પુનઃ દુષ્કાળ પડવાથી જ્ઞાનોપાસનાનાં કાર્યોમાં અવરોધ ઊભા થયેલા પરંતુ મથુરા સંમેલને આગળ સાહિત્યને જીવંત રાખવા ભારે પુરુષાર્થ કરેલો.

વીર સંવત ૯૮૦ના અરસામાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણના નેતૃત્વમાં શ્રમણોનું તૃતીય સંમેલન વલ્લભીપુર મુકામે થયું જેમાં શાસ્ત્રોનાં અસલ સ્વરૂપ અને જ્ઞાનને જાળવી રાખવા માટે ભારે પુરુષાર્થ થયેલો. આગમો, શાસ્ત્રોને તાડપત્ર તેમજ હસ્તલિખિત ગ્રંથોમાં અંકિત કરવા ભારે પુરુષાર્થ કરવામાં આવેલ હતો.

એક મુદ્દાની નોંધ કરવી જરૂરી છે કે ભગવાન મહાવીરે જે ઉપદેશ કર્યો તે બધો શ્રુતરૂપે નિબદ્ધ થઈ શક્યો નથી. એટલું જ નહિ પરંતુ જે વર્ષો પર્યન્ત સ્મરણમાં જળવાઈ રહ્યો હતો તે પૈકીનો પણ કેટલોક સર્વાંગી રીતે લિપિબદ્ધ થઈ શક્યો ન હોવાથી એ વિચ્છિન્ન થયો છે. એમ પણ કહેવાય છે કે આજે જે આગમ સાહિત્ય ઉપલબ્ધ છે તેમાંના પણ કેટલાક સ્કંધો, વિભાગો, શ્લોકો નાશ થવા પામ્યા છે. આમ થવાનાં કારણોમાં એક તો શ્રુતજ્ઞાન ક્રમશઃ ઓછું થતું ગયેલું. બીજું બાર બાર વર્ષના ભીષણ દુષ્કાળોમાં માનવીને કે શ્રમણવર્ગને જીવન ટકાવી રાખવાનું પણ વિકટ બની ગયેલું. એ અરસામાં ઘણુંખરું મૂળ આગમિક સાહિત્ય, આગમો વગેરે ગુમ થવાં પામેલાં.

કેટલાકોની એવી પણ માન્યતા છે કે મધ્યકાળમાં અને એ બાદના સમયમાં હૂણો, પરદેશી, શકો આદિ અનેક આક્રમણકારોએ ભારત પર અનેક સવારીઓ કરેલી ત્યારે સમગ્ર ભારતનાં જૈન-જૈનેતર પ્રાચીન બહુમૂલ્ય આગમો-ગ્રંથો-સાહિત્ય આક્રમણકારો ઉપાડી પણ ગયા હોય કે એમના વડે એનો નાશ પણ થયો હોય. કોઈ કોઈ એવું પણ અનુમાન કરતા આવ્યા છે કે પ્રાચીન ભારતીય સાહિત્ય પરદેશમાં પગ કરી ગયું હોવાથી આજે પશ્ચિમના દેશમાં જે ભવ્ય ગણાવી શકાય એવી વૈજ્ઞાનિક શોધખોળો થઈ રહી છે, એ બધી વિદ્યાનો પ્રાચીન ભારતીય આગમ ગ્રંથો કે સાહિત્ય ગ્રંથોમાંથી જ ઉદ્ગમ થયો છે.

આમ છતાં આપણા આગમો પૈકીનાં આચારાંગ, દશવૈકાલિક સમાં આગમ સૂત્રો ચોક્કસ પ્રકારે મૂળભૂત રીતે જળવાઈ રહ્યાં છે. આગમ સાહિત્ય અને પ્રાચ્ય વિદ્યાના અભ્યાસીઓની માન્યતા છે કે ભગવાન મહાવીરનો મૂળ ઉપદેશ મુખ્યત્વે બાર અંગોમાં સંપૂર્ણ રીતે ઉપલબ્ધ છે. જેમાં (૧) આચારાંગ (૨) સૂત્રકૃતાંગ (૩) સ્થાનાંગ (૪) સમવાયાંગ (૫) વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (૬) જ્ઞાતા ધર્મકથાંગ (૭) ઉપાસકદશાંગ (૮) અન્તકૃતદશાંગ (૯) અનુત્તરોપપાતિક (૧૦) પ્રશ્નવ્યાકરણ (૧૧) વિપાક (૧૨) દૃષ્ટિવાદ મુખ્ય છે. આ ઉપરાંત કેટલાંક ઉપાંગો, ગ્રંથો વગેરે છે. કેટલાક ૪૫ સૂત્રોને માને છે તો કેટલાક ૩૨ સૂત્રો માને છે. પરંતુ એક હકીકત

સાચી છે કે આપણી પાસે ભગવાન મહાવીરનો અમર સાહિત્ય વારસો છે. તે ભગવાને કથેલ અને રચેલ આગમ સાહિત્યનો માત્ર જૂજ ભાગ છે. સદ્‌ગત પ્રાચ્ય વિદ્યા સાહિત્યના અઠંગ અભ્યાસી પુણ્યવિજયજી મહારાજે કહ્યું છે તેમ ભારતમાં વિવિધ પ્રદેશોમાં પ્રાચીનકાળથી રક્ષાયેલ આગમ ભંડારોમાં જૈન સાહિત્યની લાખો પ્રતિઓ જર્જરિત થયેલ તાડપત્રો પર અંકિત હજુ પડી છે. એ બધાં તાડપત્રો અને ગ્રંથોનું એકદા પૂરા પુરુષાર્થપૂર્વક સંશોધન કરવામાં નહિ આવે ત્યાં સુધી જૈનદર્શનની અલૌકિક સાહિત્યપ્રસાદી જગતના લોકોને માણવા અને જાણવા નહિ મળે. જૈનો આજે આંતરરાષ્ટ્રીય સ્તરે ભગવાન મહાવીરની પચ્ચીસમી નિર્વાણ શતાબ્દી ઊજવી રહ્યા છે. પરંતુ એમણે સૌથી અગત્યનું કાર્ય તો કરવાનું એ છે કે વિદ્વાનોની વગદાર સમિતિ કરી, જૈન તત્ત્વજ્ઞાનની વિશિષ્ટતા પ્રદર્શિત કરે.

જૈન સાહિત્ય વિરાટ-વિશાળ છે. ધર્મ, અધ્યાત્મ, વિજ્ઞાન, ન્યાય, વ્યાકરણ, દર્શન, રાજનીતિ, જ્યોતિષ, ગણિત, તત્ત્વજ્ઞાન, આયુર્વેદ તેમજ વીર, શૃંગાર, કરુણા, હાસ્ય રસો, કળાઓ, કાવ્ય, અલંકાર અને કથા સાહિત્ય આવાં તો સંખ્યાબંધ પાસાંઓ જૈન ગ્રંથોમાં વિદ્યમાન છે. એવો એકપણ વિષય નથી કે જ્યાં જૈન લેખકે એના પર કલમ ચલાવી ન હોય. આવું તો ઘણું ઘણું મૌલિક સાહિત્ય જૈન સાહિત્યમાં નજરે પડે છે. એનું નવેસરથી અન્વેષણ-સંશોધન-પ્રકાશનની અનિવાર્યતા છે.

ભગવાન મહાવીરના નિર્વાણ બાદ ૭૦૦ વર્ષના ગાળે સમર્થ સાહિત્યકાર ઉમાસ્વાતિ વાચકે તત્ત્વાર્થસૂત્રની રચના કરેલી જેનું મૂલ્યાંકન થઈ શકે તેમ નથી. અન્ય અનેક ઉચ્ચ કોટિના સાહિત્યકારો જૈન શ્રમણસંસ્થાએ આપ્યા છે. પ્રસિદ્ધ તત્ત્વવેત્તા શ્રીમાન્ હરિભદ્રસૂરિજીએ નાનામોટા ૧,૪૪૪ જેટલા ગ્રંથો એમના જીવનકાળમાં લખેલા. સિદ્ધસેન દિવાકર સૂરિ નામના મહાસમર્થ મુનિએ 'સન્મતિતર્ક' અને 'ન્યાયાવતાર' જેવા મહાન ગ્રંથો લખેલા. તેઓ તાર્કિક સાહિત્યના મૂળ પ્રણેતા હતા. જેમનાથી ભારતમાં તાર્કિક સાહિત્ય લેખનની શરૂઆત થયેલી.

જૈનદર્શનમાં અહિંસા, સત્ય, અપરિગ્રહ અને અનેકાંતવાદનું ભારે મહત્ત્વ છે. સ્યાદ્‌વાદ ઉપરાંત અનુયોગ તત્ત્વજ્ઞાન ભારોભાર ઉપલબ્ધ છે. અનુયોગ એટલે સામાન્યતઃ અનંત જીવ આદિમાં જોવા મળતાં અનંત ધર્મોનો નિર્ણય કરનાર કથન. (૧) ચરણકરણાનુયોગ (૨) ધર્મકથાનુયોગ (૩) ગણિતાનુયોગ અને (૪) દ્રવ્યાનુયોગ જે વડે સંસારસમુદ્રનો બીજો કિનારો અથવા ચૌદમું ગુણસ્થાન પ્રાપ્ત થાય તેને ચરણકરણાનુયોગ કહે છે. આ ચારેય અનુયોગમાં જીવ-અજીવ આદિ અનેક તત્ત્વોનું સૂક્ષ્માતિસૂક્ષ્મ નિરૂપણ છે.

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વમાં સમાવિષ્ટ જ્ઞાનનો મહાભંડાર માનવજીવનના ઊર્ધ્વીકરણ માટે પ્રાચીન મહાપુરુષોએ શોધ્યો છે. વૈજ્ઞાનિકોએ તો આ સદીની શરૂઆતમાં પાણી, વનસ્પતિ આદિના જીવનું સંશોધન કરેલ પરંતુ જૈનદર્શને હજારો વર્ષ પહેલાં, પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ, વનસ્પતિ અને ત્રસકાય સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવોનું નિરૂપણ કરેલું. Physics અને Biologyનો અભ્યાસી જૈનદર્શનના નવ તત્ત્વ પૈકીનો એકાદ વિષય લઈને પીએચ.ડી.નો અભ્યાસ કરે તો એને જૈનદર્શનના પદાર્થવિજ્ઞાનનું અદ્‌ભુત જ્ઞાન પ્રાપ્ત થાય.

પશ્ચિમના નિષ્ણાત વૈજ્ઞાનિકોએ હમણાંજ Secret Life of Plants નામનું એક પુસ્તક પ્રકટ કરેલ છે. જેમાં તેઓએ સાબિત કરેલ છે કે વનસ્પતિમાં જીવ છે, એનામાં સંજ્ઞા છે, એને પોતાની સ્વભાષા છે જે વડે એ અંદરોઅંદર વાતચીત કરે છે અને સુખદુઃખની લાગણી પણ ધરાવે છે. આવું તો જૈનદર્શને સહસ્રો વર્ષ પહેલાં નિરૂપણ કરેલ છે.

અહીં પ્રસંગ છે ઉપાસકદશાંગ સૂત્રના પ્રકાશનની પ્રશસ્તિનો. ઉપાસકદશાંગ મૂળ આગમનું એક મહત્ત્વનું સૂત્ર છે. એ સૂત્રનું સંશોધન શ્રમણી વિદ્યાપીઠના મુખ્ય અધિષ્ઠાતા પંડિત શ્રી શોભાચંદ્રજી ભારિલ્લે કરેલ છે અને એનો ગુજરાતી અનુવાદ નવદીક્ષિતા સાધ્વીજી ઉર્વશીબાઈ સ્વામીએ કરેલ છે.

ઉપાસકદશાંગ સૂત્રમાં દસ ઉચ્ચકક્ષાના ઉપાસકો (શ્રાવકો)ના જીવનઘડતર અને જીવન ચરિત્ર સંબંધી રોમાંચક કથાઓ છે. જેમનાં નામો : (૧) આનંદ, (૨) કામદેવ, (૩) ચુલનીપિતા, (૪) સુરાદેવ (૫) ચુલ્લશતક, (૬) કુંડકોલિક, (૭) સકડાલપુત્ર, (૮) મહાશતક, (૯) નન્દિનીપિતા, (૧૦) સાલિહીપિતા છે.

જૈનદર્શનની ગરિમા એટલી ઉદાર અને વિશાળ છે કે દીક્ષા અંગીકાર કર્યા સિવાય પણ આદર્શ શ્રાવક બાર વ્રત અંગીકાર કરી, આધ્યાત્મિક ઉચ્ચતા અને મુક્તિના શિખરે પહોંચી શકે છે.

આનંદ શ્રાવક તેમજ અન્ય નવેનવ ઉપાસકોનું ઐશ્વર્ય, શક્તિ સંપદા, જ્ઞાન, દર્શન અને ચારિત્ર વિશાળ હતાં. આનંદ શ્રાવકને કરોડોની સંપત્તિ હતી. જે ચાર હિરણ્યકોટિ દ્રવ્ય નિધાનમાં, ચાર કોટિ વ્યાજમાં, ચાર કોટિ ધનધાન્ય આદિમાં રોકાયેલી હતી. ઉપરાંત તેને દશ હજાર ગાયોનો એક વ્રજના હિસાબે ચાર વ્રજો એટલે ચાલીસ હજાર ગાયો હતી. એ કોષ્ટકના હિસાબે આનંદ શ્રાવકના અનગળ ઐશ્વર્યની કલ્પના જ કરવાની રહી.

દીક્ષા–પ્રવ્રજ્યા માનવજીવનની ઉત્કૃષ્ટ અવસ્થા છે. પરંતુ સાથોસાથ શ્રાવકધર્મ પણ દીક્ષાથી ઓછો મૂલ્યવાન નથી. શ્રાવક વિવેકપૂર્વક બાર વ્રત અંગીકાર કરી શ્રાવક સહજ આચારસંહિતાને અનુસરે તો એ પણ મોક્ષનો અધિકારી બની શકે.

એક વાર આનંદ શ્રાવક ભગવાનની દેશના સાંભળવા જાય છે ત્યારે પ્રભુવાણીથી પ્રભાવિત બનતાં પ્રભુને કહે છે કે આપની પાસે અનેક રાજા-મહારાજાઓએ, શ્રેષ્ઠીઓએ દીક્ષા ગ્રહણ કરી મુનિ થયા છે. પરંતુ હું એવી પ્રવ્રજ્યા ગ્રહણ કરવામાં સમર્થ નથી. તો હું આપની પાસે પાંચ અણુવ્રત, ચાર શિક્ષાવ્રત અને ત્રણ ગુણવ્રત સ્વીકારી ગૃહસ્થધર્મને અનુસરીશ. ભગવાન તેને એમ કરવામાં સંમતિ આપે છે. બાર વ્રતધારી મહાશ્રાવક આનંદની આ મહારોચક કથા સંયમી અને ભક્તિની પરાકાષ્ઠાએ પહોંચે છે. આખરે આનંદ શ્રાવક મરણાન્તિક સંલેખનાનું આરાધન કરે છે. એ સમયે ભગવાન ગૌતમ ત્યાં આવે છે. આનંદ ગૌતમને પૂછે છે કે ભગવંત! ગૃહસ્થને ગૃહવાસમાં રહેતા અવધિજ્ઞાન થઈ શકે ખરું? ગૌતમ હા કહે છે. આનંદ બીજો પ્રશ્ન પૂછે છે, ગૃહસ્થને યાવત્ અવધિજ્ઞાન થઈ શકે છે તો, ગૃહવાસમાં રહેતા ગૃહસ્થ એવા મને અવધિજ્ઞાન

થયું છે. જેના પરિણામે હું પૂર્વ દિશામાં લવણ સમુદ્રમાં પાંચસો યોજન સુધી યાવત્ નીચે લોલુપાચ્યુત નામક નારકાવાસ સુધી જોઈ શકું છું.

ગૌતમ જવાબ આપે છે કે ગૃહસ્થને યાવત્ અવધિજ્ઞાન થાય ખરું પરંતુ આટલું વિશાળ હોઈ શકે નહિ. માટે હે આનંદ તું મૃષાવાદનું પ્રાયશ્ચિત્ત લે. બન્ને મહાપુરુષો વચ્ચે પોતપોતાની ભૂમિકા અને માન્યતા અંગે મતભેદ થતાં ગૌતમના મનનું સમાધાન ન થતાં ગૌતમ ભગવાન સમીપ આવી આનંદનાં અવધિજ્ઞાન અને પ્રાયશ્ચિત્ત અંગે વાત કરે છે. અને ભગવાન ગૌતમને આલોચના કરવા ફરમાવે છે અને ગૌતમ ગણધર પ્રાયશ્ચિત્ત સ્વીકારી શ્રમણોપાસક આનંદને ખમાવે છે.

સંસાર, મમતા, માયા અને દુન્યવી મોહજાળનાં બંધનોને ફગાવી જે મહાપુરુષો તપ, ત્યાગ અને વૈરાગ્યના માર્ગે અભિનિષ્ક્રમણ કરી દીક્ષા ગ્રહણ કરી ચાલી નીકળે એ મુક્તિનો માર્ગ છે. પરંતુ સંસારમાં રહેવા છતાં પણ જે મહાપુરુષ શ્રાવકનાં વ્રતો અંગીકાર કરી તપ, અનુપમ ત્યાગ, સંયમ અને વૈરાગ્યના સાધનો વડે વિવેકપૂર્ણ રીતે આત્મચિંતનમાં આરૂઢ બની, શ્રાવકધર્મમાં સંલગ્ન રહે, એનું જીવન પણ સંપૂર્ણતયા ઊર્ધ્વગામી બને છે.

આ 'ઉપાસકદશાંગ' સૂત્રમાં આનંદ શ્રાવક ઉપરાંત અન્ય નવ શ્રાવકોનાં રોમાંચક જીવનચરિત્ર અંકિત થાય છે, એ પ્રેરણાદાયી અને ભારે ઉત્કૃષ્ટ છે. આ સૂત્ર ચિંતનપૂર્વક વાંચી કોઈપણ વ્યક્તિ ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં બાર વ્રતધારી બની દસ શ્રાવકો સમું ભવ્ય જીવન જીવવાનો પુરુષાર્થ કરશે તો આ સૂત્રનું પ્રકાશન ખરેખર સાર્થક બની જશે.

હર્ષનો વિષય એ કે શ્રમણી વિદ્યાપીઠમાં ધાર્મિક અભ્યાસ કરતાં સાધ્વીજીઓએ ભગવાન મહાવીરના ૨૫૦૦માં નિર્વાણ મહોત્સવ પ્રસંગે ૩૨ સૂત્રો પ્રકટ કરવાનો અને સાથેસાથ એનો ગુજરાતી અનુવાદ કરવાનો નિર્ણય કર્યો છે. જેને અનુલક્ષીને પ્રથમ આચારાંગ સૂત્ર સાધ્વીજી શ્રી લીલમબાઈ તેમ જ હસુમતીબાઈ સ્વામી દ્વારા પ્રકટ થઈ ગયું છે. બીજું સૂત્રકૃતાંગ સૂત્ર, વિદુષી સાધ્વી શ્રી પ્રાણકુંવરબાઈ તેમ જ શ્રી ઉષાબાઈ મહાસતીજી દ્વારા પ્રકટ થઈ ગયું છે. અને આ ત્રીજું ઉપાસકદશાંગસૂત્રનો અનુવાદ સાધ્વીજી શ્રી ઉર્વશીબાઈ મહાસતીજી દ્વારા થઈ રહ્યો છે અને આ બધાં સૂત્રોના મૂળ પાઠોનું સંશોધન શ્રમણી વિદ્યાપીઠના મુખ્યપંડિત શ્રી ભારિલ્લજીના હસ્તે થયું છે.

આથીયે વધારે સૌભાગ્યનો વિષય એ છે કે શ્રમણી વિદ્યાપીઠમાં ધર્માભ્યાસ કરતા કરતાં આપણાં વિદુષી સાધ્વીજીઓ આગમસૂત્રોનાં સંલેખન–અનુવાદો સુંદર સાહિત્યિક ભાષામાં કરી રહ્યાં છે.

ભારે અમૂલ્ય ઘડીએ શરૂ થયેલ, શ્રમણી વિદ્યાપીઠ પ્રાચીન ભારતવર્ષની તક્ષશિલા, વિક્રમશિલા બની રહી છે. ભારતમાં જ નહિ પરંતુ એશિયાભરમાં શ્રમણીવર્ગ માટે ચાલતી આ વિદ્યાસંપન્ન વિદ્યાપીઠ સાચા અર્થમાં એક ઉચ્ચ કક્ષાની યુનિવર્સિટી બની રહી છે. વિદ્યાપીઠ સ્થાપ્યા લગભગ પાંચ વર્ષ થયાં છે જે દરમિયાન ૫૦ જેટલાં સાધ્વીજીઓ અને દીક્ષાર્થી બહેનોએ વિદ્યાપીઠમાં પંચવર્ષીય અભ્યાસક્રમો સફળતાપૂર્વક પૂરા કર્યા છે.

આ ઉપાસકદશાંગ સૂત્રનું પ્રાક્-કથન લખવાનું મારા ફાળે આવ્યું એ મારા માટે એક યોગાનુયોગ પ્રસંગ છે. ઈ. સ. ૧૯૩૬માં મારા હાથે ઉપાસકદશાંગ સૂત્રની પ્રસ્તાવના લખવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયેલ. ઇ. સ. ૧૯૩૪થી ૩૬ના ગાળામાં શાસ્ત્રવિશારદ, આગમજ્ઞાન નિષ્ણાત સદ્ગત આચાર્યશ્રી ઘાસીલાલજી મહારાજ કરાંચી (સંઘ)માં ચાતુર્માસ માટે આવેલ હતા. શ્રી ઘાસીલાલજી મહારાજે સંપાદિત કરેલ ઉપાસકદશાંગ સૂત્ર કરાંચીના સ્થાનકવાસી જૈન સંઘે પ્રકટ કરેલ અને એ વખતે હું કરાચીના સ્થાનકવાસી જૈન સંઘનો મંત્રી હોવાથી એ સૂત્રની પ્રસ્તાવના લખવાનું મારા ભાગે આવેલું અને આજે બૃહદ્ મુંબઈ વર્ધમાન સ્થાનકવાસી જૈન મહાસંઘના આશ્રયે ચાલતી શ્રમણી વિદ્યાપીઠના જ એક વિદ્યાર્થિની મહાસતીજી શ્રી ઉર્વશીબાઈ સ્વામી અનુવાદિત, એ જ સૂત્રની પ્રસ્તાવના લખવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે એ માટે હું ગૌરવ અનુભવું છું.

આ સ્થળેથી પુનઃ આ સૂત્રના વિદ્વાન સંપાદકશ્રી શોભાચન્દ્રજી ભારિલ્લ અને એનાં ગુજરાતી અનુવાદકર્તા સાધ્વીજી શ્રી ઉર્વશીબાઈના પ્રશંસનીય પ્રયત્નોને બિરદાવી બન્નેને ધન્યવાદ—સાધુવાદ સમર્પું છું.

લિ.

મુંબઈ
૫ જૂન, ૧૯૭૫

ખીમચંદ મગનલાલ વોરા
માનદ મંત્રી, શ્રમણી વિદ્યાપીઠ, ઘાટકોપર

# સમ્પાદકીય વક્તવ્ય

## પુરાતન જીવન-નીતિનું ભવ્ય ચિત્ર—ઉવાસગદશાઓ

તીર્થંકર ભગવાન મહાવીર પોતાના સમયના એક મહાન ક્રાન્તિકારી મહાપુરુષ હતા. તે માનવ-જીવનને એક અખંડ રૂપમાં જોતા હતા અને તેથી તેમણે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં એક સાથે ક્રાન્તિનું આહ્વાન કર્યું. જનસામાન્યની ધારણાઓને નવો વળાંક આપ્યો. પારિવારિક, સામાજિક અને ધાર્મિક ક્ષેત્રમાં તેમણે નવીન ભાવનાઓનો સમાવેશ જેમ કર્યો છે તેમ જ ભાષાના ક્ષેત્રમાં પણ એક નવીન દૃષ્ટિ આપી છે. લોકભાષાને પોતાના ઉપદેશનું વાહન બનાવી મહાવીર સ્વામીએ તેને વિદ્વદ્‌ભાષાની સમકક્ષ બનાવી દીધી. મગધ જનપદ તેમની જન્મભૂમિ હતી, તેથી મગધમાં અને તેના સમીપવર્તી પ્રદેશોમાં જનસાધારણ દ્વારા બોલાતી મિશ્રિત ભાષા 'અર્ધ-માગધી' નામથી પ્રસિદ્ધ થઈ અને તે ભાષામાં તેમનાં પ્રવચનોનો સંગ્રહ થયો.

મહાવીર પછીના જૈનાચાર્યોએ અર્ધમાગધી અને તેના સમાન અન્ય પ્રાદેશિક ભાષાઓ-માં વિશાળ સાહિત્યની રચના કરી છે, જેમાં જ્ઞાન-વિજ્ઞાનની લગભગ બધી શાખાઓનો સમાવેશ થઈ જાય છે.

ભારતીય તત્ત્વચિન્તનની ધારા વૈદિક, જૈન અને બૌદ્ધ પરમ્પરાની ત્રિવેણીના રૂપમાં પ્રવાહિત થઈ છે, એમાંથી જૈન અને બૌદ્ધ વિચારધારાનો સ્રોત પ્રાકૃત ભાષા છે. તેને સમજ્યા વિના આ બહુમૂલ્ય-કિંમતી વિચારધારાઓના મૂલસ્વરૂપને હૃદયંગમ ન કરી શકાય.

બૌદ્ધ-પરમ્પરાના ત્રિપિટકની જેમ જૈન પરમ્પરામાં દ્વાદશાંગી ગણિપિટક પ્રસિદ્ધ છે. તે સમગ્ર જૈન-આધ્યાત્મિક તેમ જ દાર્શનિક સાહિત્યની ગંગોત્રી છે. આ બાર અંગોમાં એક 'ઉપાસકદશાંગ' છે, તેનું અહીં દિગ્દર્શન કરાવવું છે. 'ઉવાસગદસાઓ' એ દ્વાદશાંગીમાં સાતમું અંગ છે. સામાન્યરૂપે ભારતીય સંસ્કૃતિમાં અને વિશેષતાએ જૈન પરંપરામાં ત્યાગીવર્ગને વધારે મહત્ત્વ આપવામાં આવ્યું છે, તેના આચાર-વિચારના સંબંધમાં પણ વધારે ઊહાપોહ થયેલ છે અને તે સંબંધી સેંકડો ગ્રન્થોનું નિર્માણ થયું છે. પરંતુ જ્યાં સુધી અમારી જાણ છે ત્યાં સુધી શુદ્ધ ગૃહસ્થધર્મનું સાંગોપાંગ પ્રતિપાદન કરનાર 'ઉવાસગદસાઓ' ભારતનો જ નહિ પરંતુ વિશ્વનો પ્રથમ ગ્રન્થ છે.

'ઉવાસગદસાઓ' દશ અધ્યયનોમાં વિભાજિત છે. પ્રત્યેક અધ્યયનમાં ભગવાન મહાવીરના એક એક પ્રધાન ઉપાસક ગૃહસ્થ શિષ્યના જીવનને બતાવ્યું છે. એમના જીવનનું ચિત્રણ બહુમુખી છે. તેને જાણવાથી અઢી હજાર વર્ષ પૂર્વના ધાર્મિક, સામાજિક અને પારિવારિક જીવનના અનેક દૃશ્યો સામે આવી જાય છે. તે સમયમાં ભારતનું કલાકૌશલ કેટલું વધ્યું હતું,

વિદેશો સાથે આપણો વ્યાપાર કેવી રીતે ચાલતો હતો, નગરો તેમ જ ભવનોના નિર્માણમાં કઈ કઈ વાત ઉપર ધ્યાન અપાતું હતું, ઇત્યાદિ અનેક વિષયો ઉપર 'ઉવાસગદસાઓ' સુંદર પ્રકાશ પાડે છે.

ગ્રન્થના પ્રથમ અધ્યયનમાં ઉપાસક આનંદને પ્રતીક બનાવી ગૃહસ્થ-જીવનનાં સર્વ અંગોનું વિશદ વિવેચન કર્યું છે. આનંદ વાણિજ્યગ્રામનો નિવાસી તથા કોટયધીશ વણિક્ હતો. તેનું વ્યક્તિગત જીવન એટલું વિશ્વસનીય અને પ્રામાણિક હતું કે રાજાથી લઈને રંક સુધીના બધા પોતાની ગુપ્તમાં ગુપ્ત સમસ્યાના વિષયમાં તેનો પરામર્શ લેતા હતા. સ્વપ્નમાં પણ કોઈને આશંકા થતી ન હતી કે આનંદના કાનોમાં જઈ અમારું કોઈ રહસ્ય પ્રગટ થઈ જશે, અર્થાત્ આનંદને કહેલી વાત કોઈ બીજા પાસે જતી ન હતી. આનંદ બધાના માટે આધાર, અવલંબન, પ્રમાણ અને મેઢિ-સ્તંભ સમાન હતો, બધાનો પથપ્રદર્શક હતો.

આનંદ પાસે ૧૨ કરોડની સંપત્તિ હતી: તેણે બુદ્ધિપૂર્વક તે સંપત્તિનું વિભાજન કર્યું હતું. ૪ કરોડ સોનામહોરો વ્યાપારમાં રોકી હતી, ૪ કરોડ ભંડારમાં રાખી હતી, ૪ કરોડ મકાન, દુકાન અને ફર્નિચરાદિમાં હતી. વિદેશો સાથે તેનો વ્યાપાર ચાલતો હતો. ચાર જહાજ ચારે દિશાઓમાં સમુદ્રયાત્રા કરતાં હતાં.

આજે ભારત વિદેશો પાસેથી અન્નની ભીખ માંગી રહ્યું છે, પરંતુ તે સમયની સ્થિતિ આજની પરિસ્થિતિ કરતાં સર્વથા વિપરીત હતી. સમગ્ર દેશ ધનધાન્યથી પરિપૂર્ણ હતો. લોકોક્તિ પ્રસિદ્ધ છે કે અહીં ઘી-દૂધની નદીઓ વહેતી હતી. આ વાતની પુષ્ટિ માટે 'ઉવાસગદસાઓ'નું અધ્યયન ઘણું ઉપયોગી છે.

આનંદ એ મોટો વેપારી હતો, એ જ રીતે મોટો ખેડૂત પણ હતો. તેને ત્યાં ૫૦૦ હળોથી ખેતી થતી હતી. આ ગ્રન્થમાં બીજા જે ઉપાસકોનું વર્ણન છે તેઓ પણ ૫૦૦ હળોથી ખેતી કરતા હતા. મહાવીરસંઘમાં જાતિના ભેદભાવનું સ્થાન નહિ હોવાના કારણે તેમાં સર્વ પ્રકારના લોકો હતા. આ દશ ઉપાસકોમાં શકડાલ ઉપાસક કુંભાર હતો. તે ઘણાં માટીનાં વાસણો બનાવવાનો અને વેચવાનો ધંધો કરતો હતો, છતાં તેને ત્યાં પણ ૫૦૦ હળથી ખેતી થતી હતી.

દશે ઉપાસકોને ત્યાં પ્રચુર સંખ્યામાં ગોપાલન થતું હતું. કોઈને ત્યાં દશ હજાર, કોઈને ત્યાં ચાલીસ હજાર, કોઈને ત્યાં સાઠ હજાર અને કોઈના ઘરે એંસી હજાર ગાયો હતી.

એ વાત સ્પષ્ટ છે કે પ્રાચીનકાળમાં આજની જેમ રાજનીતિક મહત્ત્વાકાંક્ષાઓની પૂર્તિ માટે ગોરક્ષાના પડકારો કરાતા ન હતા, પરંતુ પ્રત્યેક ગૃહસ્થ પોતાનું ધર્મ-કર્તવ્ય સમજીને ગોપાલન કરતા હતા. આ ગ્રંથનું બારીકાઈથી અધ્યયન કરવાથી પ્રતીત થાય છે કે તે સમયમાં સમ્પત્તિના પ્રમાણમાં ગાયોનું રક્ષણ કરાતું હતું. જેની પાસે જેટલી સમ્પત્તિ હોય તેણે તે પ્રમાણમાં ગાયો રાખવી જ જોઈએ, એવી એક સામાજિક મર્યાદા હતી. આપણે જોઈએ છીએ કે દશે ઉપાસકોએ આ મર્યાદાનું પાલન કર્યું છે.

સ્મરણીય છે કે પ્રાચીનકાળમાં દૂધ વેચવું એ નિંદીત કાર્ય મનાતું હતું. મહર્ષિ મનુનું વિધાન છે કે—'त्र्यहेण शूद्रो भवति ब्राह्मणः क्षीरविक्रयात्' અર્થાત્ દૂધ વેચવાથી બ્રાહ્મણ ત્રણ જ દિવસમાં શૂદ્ર થઈ જાય છે. આજે પણ અનેક ગામડાંના લોકો કે જે આધુનિક સભ્યતામાં દીક્ષિત થયા નથી તે, દૂધ વેચવાને પુત્ર વેચવા સમાન સમજે છે. આ ઉપરથી પ્રશ્ન થાય કે જો દૂધ વેચતા ન હતા તો પછી આ ઉપાસકો આટલી ગાયોનું પાલનપોષણ શા કારણે કરતા હશે? તેનો જવાબ એ થઈ શકે છે કે તે સમયમાં ગોપાલનનો ઉદ્દેશ્ય કદાચ ગોપાલન જ હતો. ગોજાતિના પ્રત્યે દયા અને પોતાના સાધનહીન પાડોશીઓની સહાયતા પણ તેનું કારણ થઈ શકે છે. ગોપાલન અને ખેડમાં પરસ્પર ઘનિષ્ઠ સંબંધ છે. ખેતી માટે બળદોની આવશ્યકતા રહેતી જે ગાયોથી જ પૂર્ણ કરી શકાતી હતી. તે સિવાય મોટા પ્રમાણમાં થનાર ખેતીના માટે, ખાતરની પૂર્તિ માટે પણ પશુપાલનની આવશ્યકતા હતી. જે હોય તે આપણે પૂર્વોક્ત સંખ્યા ઉપર ધ્યાન ન આપતાં તેનાથી ઉપલબ્ધ થનાર સૂચના અને વ્યવસ્થા પર જ ધ્યાન આપવાનું છે. એ વાત નિશ્ચિત છે કે તે સમયમાં ખેતી અને ગોપાલન ગૃહસ્થના કર્તવ્યોમાં અનિવાર્ય રૂપે સમાવિષ્ટ હતા. અને એ કારણથી દેશ ધન-ધાન્યથી પરિપૂર્ણ હતો. આજના જેવી લજ્જાજનક દીનદશા આ દેશમાં પહેલા કયારેય જોઈ ન હતી.

'ઉવાસગદસાઓ'થી એ જણાય છે કે તે સમયનું દામ્પત્ય-જીવન ઘણું મધુર હતું. પત્ની 'धम्मसहाया' હતી. પત્ની પતિને 'દેવાનુપ્રિય' (દેવોના વલ્લભ) કહી સંબોધન કરતી હતી, અને પતિ પત્નીને 'દેવાનુપ્રિયા' કહેતા હતા. આ સંબોધન કેવું સરસ, કેવું મધુર અને કેટલું આકર્ષક સંબોધન છે! પારસ્પરિક વાર્તાલાપમાં બીજાને માટે પણ આ સંબોધનનો ઉપયોગ થતો હતો.

જોકે 'ઉવાસગદસાઓ' કાવ્ય-ગ્રંથ નથી, ગૃહસ્થની જીવનનીતિ જ તેનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે; છતાં પણ તેમાં જ્યાં ત્યાં સાહિત્યિક સૌન્દર્ય પણ દષ્ટિ-ગોચર થાય છે. ઉપાસક કામદેવને સાધનાથી ચલાયમાન કરવા માટે ઉદ્યત પિશાચનું આનખશિખાન્ત વર્ણન ઘણું જ મનોરંજક છે.

પિશાચ બેડોળ અને ભયાનક હતો. તેનું માથું પશુઓને ભૂસું ખાવાનો વાંસનો ટોપલો ઉંધો કર્યો હોય તેના જેવું હતું. ઘઉં આદિની મંજરીના તંતુ સમાન રૂક્ષ, જાડા અને ભૂરા રંગના તેના કેશો હતા. ઘડાના નીચેના ભાગ જેવું લાંબુ અને પહોળુ તેનું કપાળ હતું. નોળિયાની પૂંછડી સમાન વિખરાયેલા વાળોથી વિકૃત અને બીભત્સ તેની ભ્રમર હતી. હમણા ભસ્મ કરી દેશે એવી ગોળ આંખો મુખથી બહાર નીકળેલી હતી. દેડકાના નાક સમાન નાક હતું અને તેમાં ખાડાની જેવા બે મોટા મોટા છેદ હતા. જોડાયેલા બે ચૂલાની જેવા નાસિકાપુટ હતા. ઘોડાની પૂંછ સમાન ભૂરા રંગની મૂછ હતી. ઊંટના હોઠો જેવા બંને હોઠો લાંબા હતા. હળના ફાળ જેવા તીક્ષ્ણ દાંત હતા. ગાલ ખાડા જેવા દેખાતા હતા. તેનો રંગ ભૂરો અને સ્પર્શ કઠોર હતો. બે મૃદંગ સમાન બે ખભા હતા. મોટા નગરની ફાટક સમાન વક્ષસ્થળ વિસ્તારવાળું હતું. ભુજા કોઠી સમાન અને હથેળી ચક્કીના પથ્થર સમાન જાડી હતી. હાથની આંગળીઓ ચટણી વાટવાના પથ્થર સમાન જાડી અને ચપટી હતી. હજામની પેટી જેવાં બે

સ્તનો વક્ષસ્થળ ઉપર લટકતાં હતાં. નાભિ વણકરના, વસ્ત્રોમાં આર ચડાવવાની કૂંડી સમાન હતી. આ પ્રકારની અસાધારણ શરીર-સંપત્તિની સાથે તેની વેષભૂષા પણ અલબેલી હતી. ભ્રૂકુટિ ચડેલી હતી અને મોઢામાંથી બહાર નીકળેલી જીભ લબકારા મારતી હતી. મસ્તક ઉપર કાકીડાની માળા હતી. કાનોમાં કુંડળની જગ્યાએ નોળિયા લટકતા હતા. વક્ષસ્થળ ઉપર સર્પરાજ સુશોભિત હતો.

ભારતમાં પ્રચલિત થયેલા અસંખ્ય વાદોમાં એક નિયતિવાદ પણ પ્રાચીન વાદ છે, જેની છાપ આજ પણ લોકોમાં ઘણે ભાગે અંકિત છે. ઉપનિષદોમાં પણ જ્યાં ત્યાં આ વાદનો ઉલ્લેખ મળે છે. પણ જણાય છે કે, તેને દાર્શનિક રૂપ મહાવીરના સમકાલીન અને થોડા સમય સુધીના તેના અનુયાયી મંખલિપુત્ર ગોશાલકે આપેલ છે. નિયતિવાદ અનુસાર ઉત્થાન, કર્મ, શારીરિક બળ, આત્મિક વીર્ય, પુરુષકાર અને પરાક્રમથી સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. સર્વ પદાર્થ નિયત છે, ભવિતવ્યતાને આધીન છે. અને જે થવાનું છે તે થઈને જ રહે છે. માનવીય પુરુષાર્થ ભવિતવ્યતાની આગળ અકિંચિત્કર છે.

આ મન્તવ્યના આધાર ઉપર ગોશાલકે અલગ સંપ્રદાયની સ્થાપના કરી અને કોટિ કોટિ જનો તેના અનુયાયી બન્યા. ભગવાન મહાવીર નિયતિવાદના વિરુદ્ધ પુરુષાર્થવાદ ઉપર વિશ્વાસ રાખતા હતા. તેમનું મંતવ્ય એ હતું કે નિયતિવાદ માનવ જીવનમાં અકર્મણ્યતા અને આળસનો જનક છે. પ્રકૃત ગ્રંથમાં નિયતિવાદનો નિરાસ કરી પુરુષાર્થવાદનું પ્રબળ યુક્તિઓથી સમર્થન કર્યું છે. મનુષ્યને આ લોક અને પરલોકમાં જે કંઈ સિદ્ધિ પ્રાપ્ત થાય છે તે તેનાં બળ, વીર્ય, પુરુષાર્થ અને પરાક્રમનું જ ફળ છે. કેવળ નિયતિવાદ આળસુ લોકોના મગજની ઊપજ છે. 'ઉવાસગદસાઓ'માં બે જગ્યાએ આ વાદની ચર્ચા છે તેથી સ્પષ્ટ જણાય છે કે તે સમયના લોકો નિયતિવાદના–અકર્મણ્યતાના ચક્કરમાં પડી ગયા હતા, તેથી આ ભ્રમણાથી તેઓનો ઉદ્ધાર કરવો અત્યંત આવશ્યક હતો.

આજની દોષપૂર્ણ સામાજિક વ્યવસ્થાએ આર્થિક સંઘર્ષને પ્રોત્સાહન આપ્યું છે અને આ સંઘર્ષના કારણે ભિન્ન ભિન્ન વર્ગો સ્થપાણા છે. વિશ્વની વર્તમાન અશાન્તિનું આ મૂળ છે. પરંતુ પ્રાચીન ભારતમાં આવા પ્રકારની અશાંતિ ન હતી. તેનાં કારણોના સંબંધમાં મતભેદ થઈ શકે છે, છતાં પણ 'ઉવાસગદસાઓ'માં વર્ણન કરેલ ચારિત્રથી જે ફલિતાર્થ નીકળે છે તેના તરફ અવશ્ય ધ્યાન આપવું જોઈએ. કદાચિત્ તેનાથી આપણી સમસ્યાઓના સમાધાનમાં સહાયતા મળી શકે.

ઉપાસક આનન્દે ભગવાન મહાવીરની પાસેથી ૧૨ વ્રતોને સ્વીકાર્યાં. તેમાં અહિંસા, સત્ય, અસ્તેય અને બ્રહ્મચર્ય તો હતાં જ, તે સિવાયનાં પરિગ્રહપરિમાણ, ભોગોપભોગપરિણામ, અનર્થદંડત્યાગ અને અતિથિસંવિભાગવ્રત વિશેષરૂપે ઉલ્લેખનીય છે, તેનો અર્થવ્યવસ્થાની સાથે સીધો સંબંધ છે.

પરિગ્રહપરિમાણ વ્રતમાં તેણે અસીમ તૃષ્ણાને નિયંત્રિત કરવા માટે ધન-ધાન્યઆદિની મર્યાદા કરી હતી. ભોગોપભોગપરિમાણવ્રતમાં તેણે એક જ વાર ઉપયોગમાં આવનારા આહારાદિનો

અને વારંવાર ઉપયોગમાં આવનાર પદાર્થોનું પરિમાણ નિશ્ચિત કરી લીધું હતું. અનર્થદંડત્યાગ વ્રત ગ્રહણ કરી જીવનમાં અનુપયોગી સર્વ સામગ્રીનો ત્યાગ કરી દીધો હતો. આ ત્રણ વ્રતોની મર્યાદાની અંદર જે કંઈ તેની પાસે હતું તેનો પણ તે સંવિભાગ કરતા હતા. આચાર્ય વિનોબા આજે જે ભૂમિ અને ધનને વેચવા માટે પ્રયત્નશીલ છે તેનું સંવિભાગવ્રત સ્મરણ કરાવે છે.

આનંદ આદિ દશે ઉપાસકોએ વ્રત અંગીકાર કર્યાં હતાં. લોભ અને તૃષ્ણાનું આ નિયંત્રણ રાજશાસન દ્વારા નિર્મિત કોઈ કાનૂનથી થયું ન હતું પરંતુ અપરિગ્રહી મહાત્માઓ દ્વારા ઉપદિષ્ટ ધર્મશાસનના વિધાનથી થયું હતું. આ સ્વેચ્છાએ સ્વીકારેલ વિધાન હતું જેમાં કોઈપણ પ્રકારનું બંધન ન હતું. જો કોઈ બંધન હોય તો તે એ હતું કે આ વ્રતોનો સ્વીકાર કર્યા વિના કોઈ 'ઉપાસક' પદ પ્રાપ્ત થઈ શકે નહિ. માત્ર ભગવાન મહાવીર પાસે આ વ્રતોને અંગીકાર કરનારાઓની સંખ્યા લાખોની હતી. કુલ સંખ્યા તો તેથી પણ વધારે હશે જેનો કોઈ ઉલ્લેખ મળતો નથી.

જે દેશમાં અંતરાત્માથી પ્રગટ થયેલી આ પ્રકારની જીવનનીતિ પ્રચલિત હોય, તેમાં વર્ગ-સંઘર્ષ માટે કોઈ અવકાશ ન હોઈ શકે. વિનોબાજીના સર્વોદય આંદોલનના રૂપમાં ભારત આ માર્ગની તરફ આગળ વધી રહ્યું છે. ઈ.સ. ૪થી સદીના દાર્શનિક આચાર્ય સમન્તભદ્રે આ શાસનને 'સર્વોદયતીર્થ'નું નામ આપી સમસ્ત આપત્તિઓનો અંત કરનાર જાહેર કરેલ હતું.

સામાન્ય રૂપે સમજાય છે કે આધ્યાત્મિક ઉત્કર્ષ માટે મનુષ્યે ગૃહત્યાગ કરી સાધુ-સંન્યાસી બનવું જોઈએ. એ વિના પારલૌકિક સાધનાનો સંભવ નથી. પરંતુ 'ઉવાસગદસાઓ'માં વર્ણિત દશ ઉપાસકોમાંથી એક પણ એવો નથી કે જેણે ગૃહત્યાગ કરી વનનું શરણ લીધું હોય. આ ગ્રંથના અવલોકનથી એ સ્પષ્ટ જણાય છે કે તે સમયનો ધર્મ આજની જેમ આડંબરમય ન હતો, પ્રદર્શનાત્મક ન હતો, પરંતુ શાંત સાધનામય હતો અને વ્યક્તિકલ્યાણનો સમાજ-કલ્યાણની સાથે ગાઢ સમન્વય હતો. ધર્મનું અધિકાંશ વિધાન સમાજશ્રેયને જ આત્મશ્રેયનું રૂપ પ્રદાન કરે છે એ કહેવું અનુચિત નથી. પરંતુ ધીમે ધીમે સમન્વયની આ કડી તૂટી ગઈ અને ધર્મ વ્યક્તિપરક બની ગયો. એના વિરોધમાં આજે સમાજવાદનો જન્મ થયો છે, જેમાં વ્યક્તિનું કોઈ સ્થાન નથી. 'ઉવાસગદસાઓ'માં આપણે આ બંને તત્ત્વોનો વ્યક્તિ અને સમાજનો–ઘણો સુંદર સમન્વય જોઈ શકીએ છીએ, જેના આધાર ઉપર જ વિશ્વશાન્તિની સ્થાયી ઈમારત ઊભી કરવી જોઈએ.

'ઉવાસગદસાઓ' ભારતીય સામાજિક વ્યવસ્થાની જાણકારી માટે મહત્ત્વપૂર્ણ સામગ્રી પ્રસ્તુત કરે છે, તેમાં સંદેહ નથી. ઉદાર અને સૂક્ષ્મ દૃષ્ટિથી તેનું અધ્યયન કરવામાં આવે અને તેના પ્રકાશમાં વર્તમાનકાલીન સમસ્યાઓનું સમાધાન ગોતવામાં આવે તો આપણા ઘણા પ્રશ્નોનું સમાધાન થઈ જાય.

શ્રમણી વિદ્યાપીઠ,
ઘાટકોપર, ૧–૭–૭૫

**શોભાચન્દ્ર ભારિલ્લ**

# અનુક્રમ

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |

# સમર્પણ

સૌરાષ્ટ્ર
કેસરી
પુનીતાત્મા સ્વર્ગાસીન
ગુરુદેવ
શ્રી પ્રાણલાલજી
મહારાજ
સાહેબ!

સાહિત્ય-સંસારમાં પ્રથમ પગ મૂકવાની
પુણ્ય-વેલામાં આપના અસીમ-અનન્ત
ઉપકારો અને અનુગ્રહો અમારા સ્મૃતિ પટ
પર પ્રતિબિમ્બિત થઇ રહ્યા છે. એ અનંત
ઉપકારો અને અનુગ્રહોના ગુરુતર ભારથી
મુક્ત થવાને નહિ, પણ એની માત્ર
સ્વીકૃતિ અને અભિવ્યક્તિ માટે
આ રચના આપના પાવન કર-
કમલોમાં સાદર સવિનય
સમર્પિત કરીએ છીએ

લિ. સાધ્વી ઉર્વશી

ઉપાસક દશાંગ

સંવત ૨૦૩૧

# ઉપાસકદશાંગ–સૂત્ર

### પ્રથમ અધ્યયન

## આનન્દ

१. तेणं कालेणं तेणं समएणं चंपा नामं णयरी होत्था । वण्णओ । पुण्णभद्दे चेइए । वण्णओ ।

તે કાલે અને તે સમયે ચમ્પા નામક નગરી હતી. વર્ણક-તેનું વર્ણન ઔપપાતિક સૂત્ર પ્રમાણે સમજી લેવું, (તેના ઈશાન ખૂણામાં) પૂર્ણભદ્ર નામનું ઉદ્યાન હતું. વર્ણક.

२. तेणं कालेणं तेणं समएणं अज्जसुहम्मे समोसरिए, जाव जम्बू पज्जुवासमाणे एवं वयासी—'जइ णं भंते! समणेणं भगवया महावीरेणं जाव संपत्तेणं छट्ठस्स अंगस्स नायाधम्मकहाणं अयमट्ठे पण्णत्ते, सत्तमस्स णं भंते! अंगस्स उवासगदसाणं समणेणं जाव संपत्तेणं केट्ठे अ पण्णत्ते?'

તે કાલે અને તે સમયે આર્ય સુધર્મા સ્વામી સમોસર્યા-પધાર્યા. સુધર્મા સ્વામીના જ્યેષ્ઠ અંતેવાસી આર્ય જંબૂ સ્વામીએ તેમની ઉપાસના કરતાં પૂછ્યું : ભગવન્! અર્હન્ત યાવત્ નિર્વાણને પ્રાપ્ત થયેલા શ્રમણ ભગવાન્ મહાવીરે જ્ઞાતાધર્મકથા નામક છઠા અંગનો આ અર્થ કહ્યો છે, જે મેં તમારા પાસેથી સાંભળ્યો છે. તો ઉપાસકદશા નામક સાતમા અંગનો શ્રમણ યાવત્ નિર્વાણને પ્રાપ્ત થયેલા ભગવાન મહાવીરે શો અર્થ કહ્યો છે?

३. एवं खलु जम्बू! समणेणं जाव सम्पत्तेणं सत्तमस्स अंगस्स उवासगदसाणं दस अज्झयणा पण्णत्ता । तं जहा—आणंदे१, कामदेवे य२,

હે જંબૂ! શ્રમણ યાવત્ નિર્વાણને પ્રાપ્ત થયેલા ભગવાન મહાવીરે ઉપાસકદશા નામક સાતમા અંગના દશ અધ્યયનો કહેલાં છે. તે આ પ્રમાણે : (૧) આનંદ

गाहावइचुलणीपिया३, सुरादेवे४, चुल्लसयए५, गाहावइकुंडकोलिए६, सद्दालपुत्ते७, महासयए८, नंदिणीपिया९, सालिहीपिया१० ।

(૨) કામદેવ (૩) ગૃહપતિ ચુલનીપિતા (૪) સુરાદેવ (૫) ચુલ્લશતક (૬) ગૃહપતિ કુંડકોલિક (૭) સકડાલપુત્ર (૮) મહાશતક (૯) નંદિનીપિતા અને (૧૦) સાલિહીપિતા.

४. जइ णं, भंते! समणंणं जाव सम्पत्तेणं सत्तमस्स अंगस्स उवासगदसाणं दस अज्झयणा पण्णत्ता, पढमस्स णं भंते! समणेणं जाव सम्पत्तेणं के अठ्टे पण्णत्ते?

જંબૂ : હે ભગવાન! શ્રમણ યાવત્ નિર્વાણને પ્રાપ્ત થયેલા ભગવંત મહાવીરે ઉપાસકદશા નામક સાતમા અંગના દશ અધ્યયનો કહેલાં છે, તો હે ભગવાન! શ્રમણ યાવત્ મોક્ષને પ્રાપ્ત થયેલા ભગવંત મહાવીરે પ્રથમ અધ્યયનનો શો અર્થ કહ્યો છે?

५. एवं खलु जम्बू! तेणं कालेणं तेणं समएणं वाणियगामे नामं नयरे होत्था। वण्णओ। तस्स णं वाणियगामस्स नयरस्स बहिया उत्तर-पुरत्थिमे दिसी-भाए दूइपलासए नाम चेइए होत्था। तत्थ णं वाणियगामे नयरे जियसत्तू नाम राया होत्था। वण्णओ। तत्थ णं वाणियगामे आणंदे नामं गाहावई परिवसइ अड्ढे जाव अपरिभूए।

સુધર્મા : હે જંબૂ, તે કાળે અને તે સમયે વાણિજ્યગ્રામ નામે નગર હતું. વર્ણક. તે વાણિજ્યગ્રામ નગરની બહાર ઈશાન કોણમાં દૂતિપલાશ નામક ચૈત્ય હતું. તે વાણિજ્યગ્રામમાં જિતશત્રુ નામક રાજા હતો. તેનું વર્ણન ઔપપાતિક સૂત્ર પ્રમાણે જાણવું.

६. तस्स णं आणंदस्स गाहावइस्स चत्तारि हिरण्णकोडीओ निहाणपउत्ताओ, चत्तारि हिरण्ण-कोडीओ वुड्ढिपउत्ताओ, चत्तारि हिरण्ण-कोडीओ पवित्थरपउत्ताओ,

તે વાણિજ્યગ્રામમાં આનંદ નામક ગૃહપતિ રહેતો હતો. તે સંપન્ન અને બીજા કોઈથી પરાભવ ન પામનાર હતો. તે આનંદ ગૃહપતિને ચાર હિરણ્યકોટિ નિધાનમાં, ચાર હિરણ્યકોટિ વ્યાજમાં

चत्तारि वया, दस-गो-साहस्सिएणं वएणं होत्था ।

અને ચાર હિરણ્યકોટિ ધનધાન્યાદિના વિસ્તારમાં રોકાયેલી હતી. વળી તેને દશ હજાર ગાયોના એક વ્રજના હિસાબે ચાર વ્રજો હતા.

७. से णं आणंदे गाहावई बहूणं राईसर जाव सत्थवाहाणं बहूसु कज्जेसु य कारणेसु य मंतेसु य कुडुम्बेसु य गुज्झेसु य रहस्सेसु य निच्छएसु य ववहारेसु य आपुच्छणिज्जे पडिपुच्छणिज्जे, सयस्सवि य णं कुडुम्वस्स मेढी, पमाणं, आहारे, आलंवणं, चक्खू, मेढीभूए जाव सव्वकज्जवड्ढावए यावि होत्था ।

તે આનંદ ગૃહપતિ ઘણા રાજા ધનિક વગેરે યાવત્ સાર્થવાહોના ઘણા કાર્યોમાં, મંત્ર-વિચારોમાં તથા કુટુમ્બોમાં ગુહ્ય રહસ્યો, નિશ્ચયો અને વ્યવહારોમાં પૂછવા યોગ્ય, સલાહ લેવા યોગ્ય હતો. પોતાના કુટુમ્બનો પણ આધાર, પ્રમાણભૂત યાવત્ બધા કાર્યોને વધારનાર હતો.

८. तस्स णं आणंदस्स गाहावइस्स सिवनंदा (सिवानन्दा) नामं भारिया होत्था, अहीण जाव सुरूवा । आणंदस्स गाहावइस्स इट्ठा, आणंदेणं गाहावइणा सद्धि अणुरत्ता, अविरत्ता, इट्ठे सद्द० जाव पंचविहे माणुस्सए कामभोए पच्चणुभवमाणी विहरइ ।

તે આનંદ ગૃહપતિને શિવાનન્દા નામે ભાર્યા હતી. તે પરિપૂર્ણ અંગવાળી, યાવત્ સુંદર રૂપવાળી, આનંદ ગૃહપતિને પ્રિય અને આનંદ ગૃહપતિની સાથે અનુરક્ત અને અવિરક્ત થયેલી ઇષ્ટ શબ્દાદિ મનુષ્ય સંબંધી કામ અને ભોગોનો અનુભવ કરતી હતી.

९. तस्स णं वाणियगामस्स बहिया उत्तरपुरत्थिमे दिसीभाए एत्थ णं कोल्लाए नामं सन्निवेसे होत्था । रिद्ध-त्थिमिय जाव पासादीए; दरिसणिज्जे, अभिरूवे, पडिरूवे ।

તે વાણિજ્યગ્રામ નગરની બહાર ઈશાન-કોણમાં કોલ્લાક નામે સંનિવેશ—ઉપનગર હતો. તે સમૃદ્ધિવાળો, નિરુપદ્રવ, દર્શનીય, સુંદર યાવત્ મનને પ્રસન્ન કરનાર હતો.

१०. तत्थ णं कोल्लाए सन्निवेसे आणंदस्स गाहावइस्स बहुए मित्तणाइ-णियग-सयण-संबंधि-परिजणे परिवसइ, अड्ढे जाव अपरिभूए ।

તે કોલ્લાક સંનિવેશમાં આનંદ ગૃહપતિના ઘણા મિત્ર, જ્ઞાતિજનો, સ્વકીય, સ્વજન, સંબંધી અને પરિજનો હતા. તે ધનિક અને સમર્થ હતો.

११. तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे जाव समोसरिए। परिसा निग्गया । कूणिए राया जहा, तहा जियसत्तू निग्गच्छइ । निग्गच्छित्ता जाव पज्जुवासइ ।

તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન મહાવીર પધાર્યા. પરિષદ નીકળી અને વાંદીને પાછી ગઈ. કોણીકરાજાની પેઠે જિતશત્રુરાજા વંદન કરવાને નીકળ્યો. નીકળીને યાવત્ પર્યુપાસના કરી.

१२. तए णं से आणंदे गाहावई इमीसे कहाए लद्धट्ठे समाणे 'एवं खलु समणे जाव विहरइ, तं महप्फलं, जाव गच्छामि णं जाव पज्जुवासामि' एवं संपेहेइ, संपेहित्ता ण्हाए, सुद्धप्पा मंगलाइं वत्थाइं पवरपरिहिए, अप्प-महग्घाभरणालंकियसरीरेसयाओ गिहा-ओ पडिणिक्खमइ, पडिनिक्खमित्ता सकोरेण्ट मल्लदामेणं छत्तेणं धरिज्ज-माणेणं मणुस्सवग्गुरा परिक्खित्ते पायविहारचारेणं वाणियग्गामं नयरं मज्झं मज्झेणं निग्गच्छइ, निग्गच्छित्ता जेणामेव दूइपलासे चेइए, जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेइ, करेत्ता वंदइ नमंसइ जाव पज्जुवासइ ।

ત્યાર પછી આનંદ ગૃહપતિ મહાવીર સ્વામી આવ્યાની આ વાત સાંભળી ને કે શ્રમણ ભગવાન મહાવીર વિહરે છે તો અરિહંત ભગવંતોનું નામશ્રવણ પણ મહાફળવાળું છે તો વંદન—નમસ્કાર વગેરેનું કરવું મહા-ફળવાળું હોય તેમાં શું કહેવું ? માટે હું જાઉં અને યાવત્ તેમની પર્યુપાસના કરું, એવો વિચાર કરે છે. વિચાર કરી શુદ્ધ અને સભામાં પ્રવેશ કરવા લાયક વસ્ત્રો ધારણ કરી અલ્પ અને મહામૂલ્ય અલંકારો વડે અલંકૃત શરીરવાળો થઈ પોતાના ઘરથી બહાર નીકળે છે. નીકળીને કોરંટ પુષ્પોની માળાથી યુક્ત છત્ર ધારણ કરી મનુષ્યોના સમૂહથી વીંટાયેલો, પગે ચાલીને વાણિજ્ય-ગ્રામ નગરના મધ્યભાગમાં થઈને નીકળે છે અને જ્યાં દૂતિપલાશ ચૈત્ય છે અને જ્યાં શ્રમણ ભગવાન મહાવીર છે ત્યાં આવે છે. આવીને ત્રણ વાર જમણી બાજુથી પ્રદક્ષિણા

કરે છે. પ્રદક્ષિણા કરી વંદન–નમસ્કાર યાવત્ પર્યુપાસના કરે છે.

१३. तए णं समणे भगवं महावीरे आणंदस्स गाहावइस्स, तीसे य महइ-महालियाए परिसाए जाव धम्मकहा । परिसा पडिगया, राया य गओ ।

ત્યાર બાદ શ્રમણ ભગવાન મહાવીરે આનંદ ગૃહપતિને તથા અત્યંત મોટી પરિષદને ધર્મોપદેશ કર્યો. પરિષદ પાછી ગઈ અને રાજા પણ પાછો ગયો.

१४. तए णं से आणंदे गाहावई समणस्स भगवओ महावीरस्स अंतिए धम्मं सोच्चा निसम्म हट्ठ-तुट्ठ जाव एवं वयासी—सद्दहामि णं भंते ! णिग्गंथं पावयणं, पत्तियामि णं भंते ! णिग्गंथं पावयणं, रोएमि णं भंते ! निग्गंथं पावयणं, एवमेयं, भंते ! तहमेयं, भंते ! अविहतमेयं, भंते ! इच्छियमेयं, भंते ! पडिच्छियमेयं, भंते ! इच्छिय-पडिच्छियमेयं, भंते ! से जहेयं तुब्भे वयह त्तिं कट्टु, जहा णं देवाणुप्पियाणं अंतिए बहवे राईसर-तलवर-माडंबिय-कोडुम्बिय-सेट्ठि-सेणावई-सत्थवाहप्प-भिइआ मुण्डा भवित्ता अगाराओ अणगारियं पव्वइया, नो खलु अहं तहा संचाएमि मुंडे जाव पव्वइत्तए । अहं णं देवाणुप्पियाणं अंतिए पंचाणुव्वइयं सत्त सिक्खावइयं दुवाल-सविहं गिहिधम्मं पडिवज्जिस्सामि । अहासुहं, देवाणुप्पिया ! मा पडिबंधं करेह ।

ત્યાર બાદ આનંદ ગૃહપતિ શ્રમણ ભગવંત મહાવીરની પાસે ધર્મ સાંભળી, અવધારી પ્રસન્ન અને સંતુષ્ટ થઈ આ પ્રમાણે બોલ્યો : હે ભગવન્! નિર્ગ્રન્થ પ્રવચન ઉપર શ્રદ્ધા કરું છું. ભગવન્! હું નિર્ગ્રન્થ પ્રવચન ઉપર પ્રતીતિ કરું છું. હે ભગવન્! હું નિર્ગ્રન્થ પ્રવચન ઉપર રુચિ કરું છું. ભગવન્! તમે કહો છો તે એમ જ છે. હે ભગવન્ તેમ જ છે. હે ભગવન્! તે સત્ય છે. હે ભગવન્! એ મને ઇષ્ટ છે. એ મને સ્વીકૃત છે અને ઇચ્છિત અને પ્રતીચ્છિત છે. દેવાનુપ્રિય! આપની પાસે જેમ ઘણા રાજા, યુવરાજો, રાજસ્થાનીય પુરુષો, માંડલિકો, કૌટુમ્બિકો, શ્રેષ્ઠી, સેનાપતિ અને સાર્થવાહો વગેરે મુંડ થઈને ગૃહવાસથી નીકળી મુનિ થયા તેવી રીતે હું પ્રવ્રજ્યા ગ્રહણ કરવામાં સમર્થ નથી. હું તો દેવાનુ-પ્રિયની પાસે પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત આવી રીતે બાર પ્રકારના ગૃહસ્થ-ધર્મને સ્વીકાર કરીશ. ભગવાને કહ્યું : દેવાનુ-પ્રિય! જેમ સુખ ઉપજે તેમ કરો–ઇચ્છા પ્રમાણે કરો. પ્રતિબન્ધ ન કરો.

१५. तए णं से आणंदे गाहावई समणस्स भगवओ महावीरस्स अंतिए तप्पढमयाए थूलगं पाणाइवायं पच्चक्खाइ, जावज्जीवाए दुविहं तिविहेणं न करेमि न कारवेमि, मणसा वयसा कायसा ।

ત્યાર બાદ આનંદ ગૃહપતિ શ્રમણ ભગવંત મહાવીરની પાસે સર્વપ્રથમ સ્થૂલ પ્રાણાતિપાતનું પ્રત્યાખ્યાન કર્યું કે હું યાવત્ જીવન મન વચન અને કાયા વડે સ્થૂલ પ્રાણાતિપાતનું આચરણ નહિ કરું અને નહિ કરાવું.

१६. तयाणंतरं च णं थूलगं मुसावायं पच्चक्खाइ, जावज्जीवाए दुविहं तिविहेणं, न करेमि न कारवेमि, मणसा वयसा कायसा ।

ત્યાર પછી તે સ્થૂલ મૃષાવાદનું પ્રત્યાખ્યાન કરે છે કે હું યાવત્ જીવન મન વચન બે કરણ ત્રણ યોગથી મૃષાવાદ કરું નહિ, કરાવું નહિ મન, વચન, કાયાથી.

१७. तयाणंतरं च णं थूलगं अदिण्णादाणं पच्चक्खाइ जावज्जीवाए दुविहं तिविहेणं, न करेमि न कारवेमि मणसा वयसा कायसा ।

ત્યાર પછી સ્થૂલ અદત્તાદાનનું પ્રત્યાખ્યાન કરે છે. જીવનપર્યંત દ્વિવિધ ત્રિવિધે–મન વચન અને કાયા વડે અદત્તાદાન નહિ કરું અને નહિ કરાવું.

१८. तयाणंतरं च णं सदारसंतोसिए परिमाणं करेइ, नन्नत्थ एक्काए सिवानंदाए भारियाए, अवसेसं सव्वं मेहुणविहिं पच्चक्खामि ।

ત્યાર પછી સ્વદારસન્તોષ સંબંધી વ્રતના સંબંધમાં પ્રત્યાખ્યાન કર્યું. એક શિવાનન્દા પત્ની સિવાય બાકીની સ્ત્રીઓ સાથે મૈથુનવિધિનું પ્રત્યાખ્યાન કરું છું.

१९. तयाणंतरं च णं इच्छाविहिपरिमाणं करेमाणे हिरण्णसुवण्णविहिपरिमाणं करेइ, नन्नत्थ चउहिं हिरण्णकोडीहिं निहाणपउत्ताहिं, चउहिं वुड्ढिपउत्ताहिं, चउहिं पवित्थरपउत्ताहिं, अवसेसं सव्वं हिरण्ण सुवण्णविहिं पच्चक्खामि ।

ત્યાર બાદ ઇચ્છાનું પરિમાણ કરતો હિરણ્ય અને સુવર્ણનું પરિમાણ કરે છે. ચાર હિરણ્યકોટિ નિધાનમાં, ચાર હિરણ્યકોટિ વ્યાજમાં અને ચાર હિરણ્યકોટિ ગૃહ અને ગૃહોપકરણના વિસ્તારમાં રોકેલી છે. તે સિવાય બાકીના હિરણ્ય-સુવર્ણ વિધિનો ત્યાગ કરું છું

२०. तयाणंतरं च णं चउप्पयविहि-परिमाणं करेइ, नन्नत्थ चउहिं वएहिं दसगोसाहस्सिएणं वएणं, अवसेसं सव्वं चउप्पयविहिं पच्चक्खामि ।

તે પછી ચતુષ્પદ વિધિનું પરિમાણ કરે છે. દશ હજાર ગાયનું એક વ્રજ તેવાં ચાર વ્રજ સિવાય બાકીના ચતુષ્પદોનું પ્રત્યાખ્યાન કરું છું.

२१. तयाणंतरं च णं खेत्त-वत्थुविहि-परिमाणं करेइ, नन्नत्थ पंचहिं हलसएहिं नियत्तण-सइएणं हलेणं अवसेसं सव्वं खेत्तवत्थुविहिं पच्चक्खामि ।

ત્યાર બાદ ક્ષેત્ર-વાસ્તુનું પરિમાણ કરે છે. જેનાથી સો વીઘા ખેડી શકાય એવું એક હળ, એવા પાંચસો હળો સિવાય અન્ય બધા ક્ષેત્ર-વાસ્તુનું પ્રત્યાખ્યાન કરું છું.

२२. तयाणंतरं च णं सगडविहिपरिमाणं-करेइ, नन्नत्थ पंचहिं सगडसएहिं दिसायत्तिएहिं, पञ्चहिं सगडसएहिं संवाहणिएहिं, अवसेसं सव्वं वाहणविहिं पच्चक्खामि ।

ત્યાર પછી ગાડાનું પરિમાણ કરે છે. બહાર દેશાન્તરમાં ગમન કરવા યોગ્ય પાંચસો ગાડા અને માલને વહન કરનારા પાંચસો ગાડા ઉપરાંત બધા શકટોનું પ્રત્યા-ખ્યાન કરું છું.

२३. तयाणंतरं च णं वाहणविहिपरिमाणं करेइ, नन्नत्थ चउहिं वाहणेहिं दिसायत्तिएहिं, चउहिं वाहणेहिं संवाहणिएहिं, अवसेसं सव्वं सगडविहिं पच्चक्खामि ।

ત્યાર બાદ વહાણનું પ્રત્યાખ્યાન કરે છે. દેશાન્તરમાં મોકલવા યોગ્ય ચાર વહાણો સિવાય બાકીના વહાણોનું પ્રત્યાખ્યાન કરું છું.

२४. तयाणंतरं च णं उवभोगपरिभोगविहिं पच्चक्खाएमाणे, उल्लणियाविहि-परिमाणं करेइ । नन्नत्थ एगाए गंध-कासाईए, अवसेसं सव्वं उल्लणियाविहिं पच्चक्खामि ।

ત્યાર બાદ ઉપભોગ–પરિભોગ વિધિનું પ્રત્યા-ખ્યાન કરતા અંગલુષણ–શરીર લુંછવાના ટુવાલ આદિનું પરિમાણ કરે છે. એક સુગંધી લાલ ટુવાલ સિવાય બીજા બધા શરીર લુંછવાના બધા ટુવાલ આદિના પ્રત્યાખ્યાન કરું છું.

२५. तयाणंतरं च णं दंतवणविहिपरिमाणं करेइ । नन्नत्थ एगेणं अल्ललट्ठी महुएणं, अवसेसं दंतवणविहिं पच्चक्खामि ।

ત્યાર પછી દાતણની વિધિનું પરિમાણ કરે છે. એક લીલા જેઠીમદના દાતણ સિવાય બાકીના દાતણનો ત્યાગ કરું છું.

२६. तयाणंतरं च णं फलविहिपरिमाणं करेइ । नन्नत्थ एगेणं खीरामलएणं, अवसेसं फलविहिं पच्चक्खामि ।

ત્યાર પછી ફળવિધિનું પરિમાણ કરે છે. એક મધુર-આમળાના ફળ સિવાય બાકીના ફળોનો ત્યાગ કરું છું.

२७. तयाणंतरं च णं अब्भंगणविहिपरिमाणं करेइ । नन्नत्थ सयपागसहस्सपागेहिं तेल्लेहिं अवसेसं अब्भंगणविहिं पच्चक्खामि ।

ત્યાર પછી માલિશ કરવાના તેલ આદિ વસ્તુઓનું પરિમાણ કરે છે. શતપાક—સૌ વસ્તુઓ ભેળવી અને સૌ વાર ઉકાળીને તૈયાર કરેલ અને સહસ્રપાક તેલ સિવાય બીજાં માલિશ કરવાના તેલોનું પ્રત્યાખ્યાન કરું છું.

२८. तयाणंतरं च णं उव्वट्टणविहिपरिमाणं करेइ । नन्नत्थ एगेणं सुरहिणा गंधट्टएणं, अवसेसं उव्वट्टणविहिं पच्चक्खामि ।

ત્યાર બાદ ઉદ્વર્તન વિધિનું પરિમાણ કરે છે. (ઉદ્વર્તન એટલે ઉબટન—સુગંધિત ચૂર્ણ આદિ) એક સુગન્ધી-ગન્ધ ચૂર્ણ સિવાય બાકીના ઉદ્વર્તન વિધિનો ત્યાગ કરું છું.

२९. तयाणंतरं च णं मज्जणविहिपरिमाणं करेइ । नन्नत्थ अट्ठहिं उट्टिएहिं उदगस्स घडेहिं, अवसेसं मज्जणविहिं पच्चक्खामि ।

ત્યાર પછી સ્નાનની વિધિનું પરિમાણ કરે છે. આઠ ઔષ્ટ્રિક ઘડા પાણી સિવાય વધારે પાણી વડે સ્નાન કરવાનો ત્યાગ કરું છું.

३०. तयाणंतरं च णं वत्थविहिपरिमाणं करेइ । नन्नत्थ एगेणं खोमजुयलेणं, अवसेसं वत्थविहिं पच्चक्खामि ।

ત્યાર બાદ વસ્ત્રની વિધિનું પરિમાણ કરે છે. એક ક્ષૌમયુગલ (બે સૂતરનાં વસ્ત્રો) સિવાય બાકીનાં વસ્ત્રોનો ત્યાગ કરું છું.

| | |
|---|---|
| ३१. तयाणंतरं च णं विलेवणविहि—परिमाणं करेइ । नन्नत्थ अगरु-कुंकुमचंदणमादिएहिं, अवसेसं विलेवण-विहिं पच्चक्खामि । | ત્યાર પછી વિલેપનવિધિનું પરિમાણ કરે છે. અગર-કુંકુમ કેસર અને ચંદનાદિ સિવાય બાકીના વિલેપનનો ત્યાગ કરું છું. |
| ३२. तयाणंतरं च णं पुप्फविहिपहिमाणं करेइ । नन्नत्थ एगेणं सुद्धपउमेणं, मालइकुसुमदामेणं वा, अवसेसं पुप्फविहिं पच्चक्खामि । | ત્યાર પછી પુષ્પવિધિનું પરિમાણ કરે છે. એક શુદ્ધ કમળ અને માલતીના પુષ્પોની માળા સિવાય બાકીના પુષ્પવિધિનો ત્યાગ કરું છું. |
| ३३. तयाणंतरं च णं आभरणविहिपरिमाणं करेइ । नन्नत्थ मट्ठकण्णेज्जेएहिं नाममुद्दाए य, अवसेसं आभरणविहिं पच्चक्खामि । | ત્યાર બાદ આભરણ વિધિનું પરિમાણ કરે છે. કાનનાં આભરણ અને નામવાળી મુદ્રિકા સિવાય બાકીના અલંકારોનો ત્યાગ કરું છું. |
| ३४. तयाणंतरं च णं धूवणविहिपरिमाणं करेइ । नन्नत्थ अगरु-तुरुक्क-धूवमादिएहिं, अवसेसं धूवणविहिं पच्चक्खामि । | ત્યાર પછી ધૂપવિધિનું પરિમાણ કરે છે. અગર અને શિલારસ, લોબાનના ધૂપ વગેરે સિવાય બાકીના ધૂપવિધિનો ત્યાગ કરું છું. |
| ३५. तयाणंतर च णं भोयणविहिपरिमाणं करेमाणे, पेज्जविहिपरिमाणं करेइ । नन्नत्थ एगाए कट्ठपेज्जाए, अवसेसं पेज्जविहिं पच्चक्खामि । | તેના પછી ભોજનવિધિનું પરિમાણ કરતો પેયવિધિનું પરિમાણ કરે છે. એક કાષ્ઠપેય (મગ અથવા ચોખાથી બનેલ પેય) સિવાય બાકીના પેયવિધિનો ત્યાગ કરું છું. |
| ३६. तयाणंतरं च णं भक्खविहिपरिमाणं करेइ । नन्नत्थ एगेहिं घयपुण्णेहिं खण्डखज्जएहिं वा, अवसेसं भक्खविहिं पच्चक्खामि । | ત્યાર પછી (ભક્ષ્યવિધિ) પકવાનોનું પરિમાણ કરે છે. એક ઘેવર અને ખાંડનાં ખાજાં સિવાય બીજા ભક્ષ્યનો ત્યાગ કરું છું. |

| | |
|---|---|
| ३७. तयाणंतरं च णं ओयणविहिपरिमाणं करेइ नन्नत्थ कलमसालिओयणेणं, अवसेसं ओयणविहिं पच्चक्खामि । | ત્યાર પછી ચોખાની વિધિનું પરિમાણ કરે છે. એક બાસમતી ચોખા સિવાય બાકીના ચોખાનો ત્યાગ કરું છું. |
| ३८. तयाणंतरं च णं सूवविहिपरिमाणं करेइ । नन्नत्थ कलायसूवेण वा, मुग्गमाससूवेण वा, अवसेसं सूवविहिं पच्चक्खामि । | ત્યાર પછી દાળનું પરિમાણ કરે છે. વટાણાનો સૂપ, મગનો સૂપ અને અડદના સૂપ સિવાય બાકીના બધા દાળનો ત્યાગ કરું છું. |
| ३९. तयाणंतरं च णं घयविहिपरिमाणं करेइ। नन्नत्थ सारइएणं गोघयमण्डएणं, अवसेसं घयविहिं पच्चक्खामि । | ત્યાર બાદ ઘીનું પરિમાણ કરે છે. એક શરદઋતુના ગાયના સારભૂત ઘી સિવાય બાકીનાં ઘીનો ત્યાગ કરું છું. |
| ४०. तयाणंतरं च णं सागविहिपरिमाणं करेइ नन्नत्थ वत्थु-साएण वा चूच्चु-साएण वा, तुंबसाएण वा, सुत्थियसाएण वा, मुण्डुक्कियसाएण वा, अवसेसं सागविहिं पच्चक्खामि । | ત્યાર પછી શાકવિધિનું પરિમાણ કરે છે. વાસ્તુ (વત્થુઆ) ચૂચૂ અને દુધીના શાક સિવાય શેષનો ત્યાગ કરું છું. |
| ४१. तयाणंतरं च णं माहुरयविहिपरिमाणं करेइ। नन्नत्थ एगेणं पालंगामाहुरएणं, अवसेसं माहुरयविहिं पच्चक्खामि । | ત્યાર પછી મધુર રસના પીણાની વિધિનું પરિમાણ કરે છે. પાલકામાધુર (શલ્લકી વનસ્પતિના ગુંદરથી બનેલ મધુર પેય) સિવાય બાકીના બધા મધુર રસોનો ત્યાગ કરું છું. |
| ४२. तयाणंतरं च णं जेमणविहिपरिमाणं करेइ। नन्नत्थ सेहंव दालियंवेहिं, अवसेसं जेमणविहिं पच्चक्खामि । | ત્યાર પછી જમનવિધિનું પરિમાણ કરે છે. સેધામ્લ–કાંજીવડા અને દાલિકામ્લ–દાલવડા સિવાય શેષ જમનવિધિનો ત્યાગ કરું છું. |
| ४३. तयाणंतरं च णं पाणिय-विहिपरिमाणं करेइ। नन्नत्थ एगेणं अंतलिक्खोदएणं, अवसेसं पाणियविहिं पच्चक्खामि । | ત્યાર બાદ પાણીની વિધિનું પરિમાણ કરે છે. એક વરસાદનાં પાણી સિવાય બાકીનાં બધાં પાણીનો ત્યાગ કરું છું. |

४४. तयाणंतरं च णं मुहवास-विहि-परिमाणं करेइ। नन्नत्थ पंचसोगंधिएणं तंबोलेणं, अवसेसं मुहवास-विहिं पच्चक्खामि ।

ત્યાર પછી મુખવાસની વિધિનું પરિમાણ કરે છે. પાંચ સુગંધી પદાર્થ સહિત તાંબુલ સિવાય બાકીના બધા મુખવાસ વિધિનો ત્યાગ કરું છું.

४५. तयाणंतरं च णं चउव्विहं अणट्ठादंडं पच्चक्खाइ। तं जहा—अवज्झाणायरियं, पमायायरियं, हिंसप्पयाणं, पावकम्मोवएसे ।

ત્યાર પછી ચાર પ્રકારના અનર્થ દંડનો ત્યાગ કરે છે. તે આ પ્રમાણે: (૧) અપધ્યાનાચરિત—દુર્ધ્યાન કરવું (૨) પ્રમાદાચરિત–પ્રમાદ સેવવો (૩) હિંસપ્રદાન–હિંસા કરનાર શસ્ત્રાદિ આપવાં (૪) પાપકર્મનો ઉપદેશ કરવો.

४६. इह खलु आणंदाइ समणे भगवं महावीरे आणंदं समणोवासगं एवं वयासी—एवं खलु, आणंदा! समणोवासएणं अभिगयजीवाजीवेणं जाव अणइक्कमणिज्जेणं सम्मत्तस्स पंच अइयारा पेयाला जाणियव्वा, न समायरियव्वा। तंजहा—संका, कंखा, विइगिच्छा, पर-पासंड-पसंसा, पर-पासंड-संथवे ।

'હે આનંદ' એમ સંબોધીને શ્રમણ ભગવાન મહાવીરે આનંદ શ્રમણોપાસકને આ પ્રમાણે કહ્યું: હે આનંદ! જેણે જીવાજીવ તત્ત્વને જાણેલા છે એવા અને યાવત્ નિર્ગ્રન્થ પ્રવચનથી અનતિક્રમણીય—દેવાદિ વડે પણ ચલાયમાન ન થઈ શકનાર એવા—શ્રમણોપાસકે સમ્યક્ત્વના પ્રધાન–સ્થૂલ પાંચ અતિચારો જાણવા જોઈએ પણ આચરવા જોઈએ નહિ. તે આ પ્રમાણે: (૧) શંકા (વીતરાગના વચનમાં સંદેહ) (૨) કાંક્ષા (અન્ય દર્શનની ઇચ્છા) (૩) વિચિકિત્સા (ધર્મનાં ફળોમાં સંદેહ) (૪-૫) પર પાખંડ પ્રશંસા અને સંસ્તવ-પર દર્શનીની પ્રશંસા અને પરિચય.

४७. तयाणंतरं च णं थूलगस्स पाणाइवायवेरमणस्स समणोवासएणं पंच अइयारा पेयाला जाणियव्वा, न समायरियव्वा।

ત્યાર બાદ શ્રમણોપાસકે સ્થૂલ પ્રાણાતિપાત વિરમણવ્રતના પાંચ પ્રધાન અતિચારો જાણવા, પરંતુ તેનું આચરણ ન કરવું. તે આ પ્રમાણે:

तं जहा—बंधे, वहे, छविच्छेए, अइभारे, भत्तपाणवोच्छेए ।

(૧) બન્ધ (૨) વધ-તાડન (૩) છવિચ્છેદ–અવયવોનું છેદન કરવું. (૪) ઘોડા બળદ આદિ ઉપર વધારે ભાર ભરવો અને (૫) ભક્ત-પાન વ્યવચ્છેદ–પાણી અને ખોરાક બંધ કરવો.

૪૮. तयाणंतरं च णं थूलगस्स मुसावाय-वेरमणस्स पंच अइयारा जाणियव्वा न समायरियव्वा। तं जहा—सहसा अब्भक्खाणे, रहसा अब्भक्खाणे, सदार-मंत-भेए, मोसोवएसे, कूड-लेह-करणे ।

ત્યાર પછી સ્થૂલમૃષાવાદ વિરમણવ્રતના પાંચ અતિચારો જાણવા પણ તેનું આચરણ ન કરવું જોઈએ. (૧) સહસા અભ્યાખ્યાન–વિચાર કર્યા સિવાય કોઈની ઉપર ખોટા દોષનો આરોપ કરવો (૨) રહસા અભ્યા-ખ્યાન–એકાન્તને કારણે અસદ્ દોષનો આરોપ કરવો (૩) સ્વદારમંત્રભેદ–પોતાની સ્ત્રીની ગુપ્ત વાત પ્રગટ કરવી (૪) મૃષોપદેશ–અસત્ય ઉપદેશ કરવો (૫) કૂટલેખકરણ–ખોટા લેખ (સ્ટેમ્પ વગેરે) લખવા.

૪૯. तयाणंतरं च णं थूलगस्स अदिण्णादाण-वेरमणस्स पंच अइयारा जाणियव्वा न समायरियव्वा। तं जहा—तेणाहडे, तक्करप्पओगे, विरुद्ध-रज्जाइक्कमे, कूड-तुल्ल-कूडमाणे, तप्पडिरूवगववहारे ।

ત્યાર પછી સ્થૂલ અદત્તાદાન વિરમણવ્રતના પાંચ અતિચારો જાણવા પણ આચરણ ન કરવું. તે આ પ્રમાણે :
(૧) સ્તેનાહૃત–ચોર દ્વારા લાવેલી વસ્તુ ખરીદવી (૨) તસ્કર પ્રયોગ–ચોરને ચોરી કરવા માટે પ્રેરણા કરવી (૩) વિરુદ્ધ રાજ્યમાં ગમન કરવું (૪) કૂટતોલ-માપ–ખોટાં તોલ તોલવાં અને ખોટાં માપ માપવાં (૫) તત્પ્રતિરૂપક વ્યવહાર–મૂળ વસ્તુના જેવી બીજી વસ્તુનો પ્રક્ષેપ કરવો (સારી વસ્તુમાં ખોટી ભેળવી દેવી).

५०. तयाणंतरं च णं सदारसंतोसिए पंच अइयारा जाणियव्वा, न समायरियव्वा। तं जहा—इत्तरियपरिग्गहियागमणे, अपरिग्गहियागमणे, अणंगकीडा, पर-विवाहकरणं, काम-भोगतिव्वाभिलासे।

ત્યાર બાદ સ્વદારસંતોષવ્રતને વિશે પાંચ અતિચારો જાણવા, પણ આચરવા નહિ. તે આ પ્રમાણે: (૧) ઈત્વર પરિગૃહીતાગમન—થોડા કાળ સુધી ગ્રહણ કરેલી સ્ત્રી સાથે ગમન કરવું (૨) અપરિગૃહીતાગમન—કોઈએ નહિ ગ્રહણ કરેલી વેશ્યા વગેરે સાથે ગમન કરવું (૩) અનંગક્રીડા—આલિંગનાદિ ક્રીડા કરવી (૪) પરવિવાહ-કરણ—પોતાની સંતતિ સિવાય બીજાના વિવાહ કરવા (૫) કામભોગ તીવ્રાભિલાષ—કામભોગોમાં તીવ્ર ઇચ્છા કરવી.

५१. तयाणंतरं च णं इच्छा-परिमाणस्स समणोवासएणं पंच अइयारा जाणियव्वा, न समायरियव्वा। तं जहा—खेत्तवत्थु-पमाणाइक्कमे, हिरण्ण-सुवण्ण-पमाणाइक्कमे, दुपय-चउप्पय-पमाणाइक्कमे, धण-धन्न-पमाणाइक्कमे, कुविय-पमाणाइक्कमे।

ત્યાર પછી શ્રમણોપાસકે ઇચ્છા પરિમાણ વ્રતના પાંચ અતિચારો જાણવા પણ આચરવા નહિ. તે આ પ્રમાણે: (૧) ક્ષેત્ર વાસ્તુ પ્રમાણાતિક્રમ—ક્ષેત્ર—ખુલી જગ્યા અને વાસ્તુ—ઘરના પ્રમાણનું ઉલ્લંઘન કરવું. (૨) હિરણ્ય—સુવર્ણ પ્રમાણાતિક્રમ—રૂપા અને સોનાના પ્રમાણનું ઉલ્લંઘન કરવું. (૩) દ્વિપદ ચતુષ્પદ પ્રમાણાતિક્રમ—દાસ દાસી વગેરે દ્વિપદ તથા ગાય પ્રમુખ ચતુષ્પદ પશુઓના પ્રમાણનું ઉલ્લંઘન કરવું.

५२. तयाणंतरं च णं दिसिव्वयस्स पंच अइयारा जाणियव्वा, न समायरियव्वा। तं जहा—उड्ढ-दिसि-पमाणाइक्कमे, अहो-दिसि-पमाणाइक्कमे, तिरिय-दिसि-पमाणाइक्कमे, खेत्त-वुड्ढी, सइअंतरद्धा।

ત્યાર પછી દિશાવ્રતના પાંચ અતિચાર જાણવા પણ આચરવા નહિ. તે (૧-૩) ઉર્ધ્વ-દિશા અધોદિશા અને તિર્છીદિશાના પ્રમાણનું ઉલ્લંઘન કરવું (૪) ક્ષેત્રવૃદ્ધિ—મર્યાદિત ક્ષેત્રમાં એક તરફ વૃદ્ધિ કરવી (૫) સ્મૃત્ય-ન્તર્ધાન—મર્યાદાનું સ્મરણ ન રાખવું.

५३. तयाणंतरं च णं उवभोग-परिभोगे दुविहे पण्णत्ते, तं जहा—भोयणओ य, कम्मओ य, तत्थ णं भोयणओ समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा, तं जहा—सचित्ताहारे, सचित्त-पडिवद्धाहारे, अप्पउलिओसहि भक्खणया, दुप्पउलिओसहिभक्खणया, तुच्छोसहिभक्खणया। कम्मओ णं समणोवासएणं पण्णरस कम्मादाणाइं जाणियव्वाइं, न समायरियव्वाइं, तं जहा—इंगाल-कम्मे, वण-कम्मे, साडी-कम्मे, भाडी-कम्मे, फोडी-कम्मे, दंत-वाणिज्जे, लक्खा-वाणिज्जे, रस-वाणिज्जे, विस-वाणिज्जे, केस-वाणिज्जे, जंत-पीलण-कम्मे, निल्लंछण-कम्मे, दवग्गि-दावणया, सर-दह-तलाय-सोसणया, असई-जण-पोसणया।

ત્યાર પછી ઉપભોગ-પરિભોગ વ્રત બે પ્રકારનું કહેલું છે. તે આ પ્રમાણે: ભોજનને આશ્રયી અને કર્મને આશ્રયી. તેમાં ભોજનને આશ્રયી શ્રમણોપાસકે પાંચ અતિચાર જાણવા પણ આચરવા નહિ. તે આ પ્રમાણે: (૧) સચિત્તાહાર—સચિત્ત વનસ્પતિ વગેરેનો આહાર કરવો (૨) સચિત્ત પ્રતિબદ્ધ આહાર—સચિત્ત વસ્તુની સાથે લાગેલી અચિત્ત વસ્તુનો આહાર કરવો (૩) અપક્વ ઔષધિ ભક્ષણ—અગ્નિથી નહિ પાકેલી વનસ્પતિનું ભક્ષણ કરવું (૪) દુષ્પક્વ ઔષધિ ભક્ષણ—અર્ધપાકેલી વનસ્પતિનું ભક્ષણ કરવું (૫) તુચ્છ ઔષધિ ભક્ષણ—અસાર એવી મગફળી વગેરે વનસ્પતિનું ભક્ષણ કરવું. કર્મને આશ્રયી શ્રાવકે પંદર કર્માદાનો જાણવા પણ આચરવા નહિ. તે આ છે: (૧) અંગારકર્મ—કોલસા, ઈંટો વગેરે પકાવવાનો ધંધો કરવો (૨) વનકર્મ—વૃક્ષો વગેરે કાપીને તેનો ધંધો કરવો (૩) શકટકર્મ—ગાડા રથ આદિ બનાવવા, વેચવા આપવાનો ધંધો (૪) સ્ફોટકર્મ—ખાણ ખોદવી વગેરે દ્વારા આજીવિકા કરવી (૫) દન્તવાણિજ્ય—હાથીદાંત વગેરેનો વ્યાપાર કરવો (૬) લાક્ષાવાણિજ્ય—લાખ વગેરેનો વ્યાપાર કરવો (૭) રસવાણિજ્ય—મદિરા વગેરે રસનો વ્યાપાર કરવો (૮) કેશવાણિજ્ય—દાસ, ગાય, ઊંટ, હાથી વગેરે કેશવાળા પ્રાણીઓનો વેપાર કરવો (૯) વિષવાણિજ્ય—ઝેર અને શસ્ત્રાદિનો

વ્યાપાર કરવો (૧૦) યંત્ર પીડન કર્મ–તેલ, શેરડી વગેરે પીલવાનો ધંધો કરવો (૧૧) નિર્લાંછન કર્મ–પ્રાણીઓના કાન વગેરે અવયવોને છેદવાનો ધંધો કરવો (૧૨) દાવાગ્નિ દાપન–વન વગેરે અગ્નિથી સળગાવવા (૧૩) સરોહ્રદતડાગ શોષણ–સરોવર તળાવ વગેરેને સૂકવી નાખવા (૧૪) અસતીજન પોષણ–કુલટા, દાસી વગેરે તથા હિંસક પ્રાણીઓનું ધંધા માટે પોષણ કરવું.

५४. तयाणंतरं च णं अणट्ठदंडवेरमणस्स समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरिव्वा, तं जहा—कंदप्पे, कुक्कुइए, मोहरिए, संजुत्ताहिगरणं, उवभोगपरिभोगाइरित्ते ।

ત્યાર બાદ શ્રમણોપાસકે અનર્થ દંડ વિરમણવ્રતના પાંચ અતિચારો જાણવા પણ આચરવા નહિ. તે આ પ્રમાણે: (૧) કંદર્પ–કામોત્તેજક વચનો બોલવા (૨) કૌત્કુચ્ય – કાયાથી કુચેષ્ટા કરવી (૩) મૌખર્ય–અસંબદ્ધ બોલવું (૪) સંયુક્તાધિકરણ–હિંસાનાં સાધનો જોડી તૈયાર કરવા (૫) ઉપભોગ-પરિભોગ – અતિરિક્ત-ઉપભોગ-પરિભોગની વસ્તુઓ અધિક રાખવી.

५५. तयाणंतरं च णं सामाइयस्स समणोवासएणं पंच अइयारा जाणियव्वा, न समायरियव्वा, तं जहा—मणदुप्पणिहाणे, वयदुप्पणिहाणे, कायदुप्पणिहाणे, सामाइयस्स सइअकरणया, सामाइयस्स अणवट्ठियस्स-करणया ।

શ્રમણોપાસકે સામાયિક વ્રતના પાંચ અતિચારો જાણવા પણ તેઓનું આચરણ ન કરવું. તે આ પ્રમાણે: (૧) મનોદુષ્પ્રણિધાન–મનમાં દુષ્ટ ચિંતન કરવું. (૨) વચન-દુષ્પ્રણિધાન – દુષ્ટ વચનની પ્રવૃત્તિ કરવી (૩) કાય દુષ્પ્રણિધાન કાયાથી દુષ્ટ પ્રવૃત્તિ કરવી (૪) સામાયિક કર્યાનું સ્મરણ ન રાખવું અને (૫) અનવસ્થિત–અનિયમિત સામાયિક કરવું.

५६. तयाणंतरं च णं देसावगासियस्स समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा, तं जहा—आणवणप्पओगे, पेसवणप्पओगे, सद्दाणुवाए, रूवाणुवाए, वहियापोग्गलपक्खेवे।

ત્યાર બાદ શ્રમણોપાસકે દેશાવકાશિક વ્રતના પાંચ અતિચારો જાણવા પણ આચરવા નહિ. તે આ પ્રમાણે : આનયન પ્રયોગ–મર્યાદિત ભૂમિની બહારથી કોઈની પાસેથી કોઈ વસ્તુ મંગાવવી (૨) પ્રેષ્ય-પ્રયોગ–નોકર વગેરેને મર્યાદિત ક્ષેત્રથી બહાર મોકલવા (૩) શબ્દાનુપાત–બીજાને જણાવવા માટે ખાંસી વગેરે શબ્દ સંભળાવવો (૪) રૂપાનુપાત–બીજાને જણાવવા પોતાના શરીરને દેખાડવું, બીજાની દૃષ્ટિએ પડવું (૫) બહિઃપુદ્ગલપ્રક્ષેપ–અન્યને જણાવવા બહારના ભાગમાં ઢેફું, કાંકરો વગેરે પુદ્ગલોનો પ્રક્ષેપ કરવો–ફેંકવું.

५७. तयाणंतरं च णं पोसहोववासस्स समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा, तं जहा—अप्पडिलेहियदुप्पडिलेहिय सिज्जासंथारे, अप्पमज्जियदुप्पमज्जिय सिज्जासंथारे, अप्पडिलेहियदुप्पडिलेहिय उच्चारपासवणभूमी, अप्पमज्जियदुप्पमज्जियउच्चारपासवणभूमी, पोसहोववासस्स सम्मं अणणुपालणया।

ત્યાર પછી શ્રમણોપાસકે પોષધોપવાસના પાંચ અતિચાર જાણવા પણ આચરવા નહિ. તે આ પ્રમાણે : (૧) અપ્રતિલેખિત-દુષ્પ્રતિલેખિત શય્યા-સંસ્તારક–જોયા વગર અથવા સારી રીતે જોયા વગર શય્યા આદિનો ઉપયોગ કરવો (૨) અપ્રમાર્જિત-દુષ્પ્રમાર્જિત શય્યા સંસ્તારક–પૂંજ્યા વગર અથવા સારી રીતે પૂંજ્યા વગર શય્યાદિનો ઉપયોગ કરવો (૩) અપ્રતિલેખિત દુષ્પ્રતિલેખિત ઉચ્ચાર પ્રસવણભૂમિ –મલ-મૂલ પરઠવાની જગ્યા જોયા વગર અથવા સારી રીતે જોયા વગર પરઠવું (૪) અપ્રમાર્જિત-દુષ્પ્રમાર્જિત ઉચ્ચાર પ્રસવણ ભૂમિ–પ્રમાર્જન કર્યા વગર અથવા સારી રીતે પ્રમાર્જન કર્યા વગર મલ-મૂત્ર

પરઠવાની ભૂમિનો ઉપયોગ કરવો (૫) પોષધોપવાસનું બરાબર પાલન ન કરવું.

५८. तयाणंतरं च णं अहासंविभागस्स समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा, तं जहा—सचित्तनिक्खेवणया, सचित्तपेहणया, कालाइक्कमे, परववएसे मच्छरिया ।

ત્યાર પછી શ્રમણોપાસકે યથાસંવિભાગ (અતિથિસંવિભાગ) વ્રતના પાંચ અતિચારો જાણવા પણ આચરવા નહિ. તે આ પ્રમાણે છે: (૧) સચિત્તનિક્ખેવણયા–સચિત્તનિક્ષેપણ (૨) સચિત્તપેહણયા–સચિત્તપિધાન (૩) કાલાઈક્કમ્મે–કાલાતિક્રમ–સમય વીતી ગયા પછી ભિક્ષાદિના માટે આમંત્રિત કરવું (૪) પરવ્યપદેશ–પોતાની વસ્તુને બીજાની છે એમ કરીને બતાવવી (૫) મત્સરિતા–ઈર્ષાપૂર્વક દાન દેવું.

५९. तयाणंतरं च णं अपच्छिममारणंतियसंलेहणाभूसणाराहणाए पंच अइयारा जाणियव्वा न समायरियव्वा, तं जहा—इहलोगासंसप्पओगे, परलोगासंसप्पओगे, जीवियासंसप्पओगे, मरणासंसप्पओगे, कामभोगासंसप्पओगे ।

ત્યાર પછી અપશ્ચિમ મારણાન્તિક સંલેખના ઝૂષણા આરાધનાના પાંચ અતિચાર જાણવા પણ આચરવા નહિ. તે આ પ્રમાણે: (૧) ઇહલોગાસંસપ્પઓગે–આ લોકના સુખોની અભિલાષા કરવી (૨) પરલોગાસંસપ્પઓગે–પરલોકના સુખોની અભિલાષા કરવી (૩) જીવિયાસંસપ્પઓગે–જીવવાની આશંસા કરવી (૪) મરણાસંસપ્પઓગે–મરણની આશંસા કરવી (૫) કામભોગાસંસપ્પઓગે–ઇન્દ્રિયના વિષયોની ઇચ્છા કરવી.

६०. तए णं से आणंदे गाहावई समणस्स भगवओ महावीरस्स अंतिए पंचाणुव्वइयं सत्तसिक्खावइयं दुवालसविहं सावयधम्मं पडिवज्जइ, पडिवज्जित्ता

ત્યાર પછી આનંદ ગાથાપતિ શ્રમણ ભગવંત મહાવીરની પાસે પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રતરૂપ બાર પ્રકારના શ્રાવકધર્મનો સ્વીકાર કરે છે. સ્વીકારીને શ્રમણ

समणं भगवं महावीरं वंदइ नमंसइ, वंदित्ता नमंसित्ता एवं वयासी—

'नो खलु मे भंते ! कप्पइ अज्जप्पभिइं अन्नउत्थियं वा अन्नउत्थिय-देवयाणि वा अन्नउत्थियपरिग्गहियाणि चेइयाइं वा वंदित्तए वा नमंसित्तए वा, पुव्विं अणालत्तेण आलवित्तए वा संलवित्तए वा, तेसिं असणं वा पाणं वा खाइमं वा साइमं वा दाउं वा अणुप्पदाउं वा, नन्नत्थ रायाभिओगेणं, गणाभिओगेणं, बलाभिओगेणं, देवयाभिओगेणं, गुरु-निग्गहेणं, वित्तिकंतारेणं। कप्पइ मे समणे निग्गंथे फासुएणं एसणिज्जेणं असणपाणखाइमसाइमेणं वत्थपडिग्ग-हकंवलपायपुञ्छणेणं, पीठफलगसिज्जा-संथारएणं ओसहभेसज्जेणं य पडिला-भेमाणस्स विहरित्तए'—

—त्ति कट्टु इमं एयारूवं अभिग्गहं अभिगिण्हइ, अभिगिण्हित्ता पसिणाइं पुच्छइ, पुच्छित्ता अट्ठाइं आदियइ, आदिइत्ता समणं भगवं महावीरं तिक्खुत्तो वंदइ, वंदित्ता समणस्स भगवओ महावीरस्स अंतियाओ दुइ-पलासाओ चेइयाओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता जेणेव वाणियग्गामे नयरे, जेणेव सए गिहे तेणेव उवागच्छइ, उवागच्छित्ता सिवनन्दं भारियं एवं वयासी—

ભગવંત મહાવીરને વંદન અને નમસ્કાર કરે છે. વંદન અને નમસ્કાર કરી તેણે એ પ્રમાણે કહ્યું: ભગવન્! આજથી આરંભી મારે અન્ય તીર્થિકોને, અન્ય તીર્થિકોના દેવને, અન્ય તીર્થિકોએ ગ્રહણ કરેલા અરિહંતનાં ચૈત્યોને વંદન-નમસ્કાર કરવા તથા પૂર્વે તેઓ ન બોલ્યા હોય તો તેની સાથે આલાપ—એક વાર બોલવું, સંલાપ—વાતચીત કરવી તથા તેઓને અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ આપવું, વારંવાર આપવું ન કલ્પે. પણ એમાં આ પ્રમાણે આગારો છે. રાજાભિયોગ—રાજાના આગ્રહથી, બલ (સેના) અથવા બળવાનના આગ્રહથી, દેવતા-ભિયોગ—દેવતાની પરતંત્રતાથી, ગુરુનિગ્રહ—માતાપિતા વગેરેની પરાધીનતાથી અને વૃત્તિકાંતાર—આજીવિકાના અભાવના કારણે. એ છ આગાર સિવાય ધર્મબુદ્ધિથી ઉપર્યુક્તનો ત્યાગ છે. મારે શ્રમણ નિર્ગ્રન્થોને પ્રાસુક અચિત્ત અને એષણીય અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ, આહાર, વસ્ત્ર, પાત્ર, કમ્બલ, પાદપ્રોંછનક (પગ સાફ કરવાનું વસ્ત્ર), પીઠ, આસન, ફલક—પાટિયું, શય્યા, વસતિ, સંસ્તારક તથા ઔષધ અને ભૈષજ્ય વડે સત્કાર કરવો યોગ્ય છે, એમ કહીને આવા પ્રકારનો અભિગ્રહ—નિયમ ગ્રહણ કરે છે. ગ્રહણ કરીને તે સંબંધમાં પ્રશ્ન પૂછે છે. પ્રશ્નો પૂછી તેનો અર્થ ગ્રહણ કરે છે. અર્થ ગ્રહણ કરી શ્રમણ ભગવંત મહાવીરને ત્રણ વાર વંદન કરે છે. વંદન

કરી શ્રમણ ભગવંત મહાવીરની પાસેથી અને દૂતિપલાશ ચૈત્યથી નીકળે છે. નીકળીને જ્યાં વાણિજ્યગ્રામ નગર છે અને જ્યાં પોતાનું ઘર છે ત્યાં આવે છે. ત્યાં આવીને શિવાનંદા ભાર્યાને આ પ્રમાણે કહે છે.

६१. 'एवं खलु देवाणुप्पिए! मए समणस्स भगवओ महावीरस्स अंतिए धम्मे निसंते से वि य धम्मे मे इच्छिए पडिच्छिए अभिरुइए, तं गच्छ णं तुमं देवाणुप्पिए! समणं भगवं महावीरं वंदाहि जाव पज्जुवासाहि, समणस्स भगवओ महावीरस्स अंतिए पंचाणुव्वइयं सत्तसिक्खावइयं दुवालसविहं गिहिधम्मं पडिवज्जाहि'।

'દેવાનુપ્રિયે! મેં શ્રમણ ભગવંત મહાવીરની પાસે એ પ્રમાણે ધર્મ સાંભળ્યો અને તે ધર્મ મને ઇષ્ટ છે, પુનઃ પુનઃ ઇષ્ટ છે અને તેની મને રુચિ થઈ છે. માટે દેવાનુપ્રિયે! તું જા અને શ્રમણ ભગવંત મહાવીરને વંદન કર, યાવત્ તેમની પર્યુપાસના કર અને શ્રમણ ભગવંત મહાવીરની પાસે પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રતરૂપ બાર પ્રકારના ગૃહસ્થધર્મનો સ્વીકાર કર.'

६२. तए णं सा सिवनंदा भारिया आणंदेणं समणोवासएणं एवं वुत्ता समाणा हट्ठ-तुट्ठा कोडुम्बियपुरिसे सद्दावेइ सद्दावित्ता एवं वयासी—'खिप्पामेव लहुकरण' जाव पज्जुवासइ।

ત્યાર બાદ તે શિવાનન્દા ભાર્યા આનંદ શ્રાવક દ્વારા એમ કહેવા પર હર્ષિત અને પ્રસન્ન થઈ. તે કૌટુમ્બિક પુરુષોને બોલાવે છે. બોલાવીને આ પ્રમાણે કહ્યું: હે દેવાનુપ્રિયો! જલદી લઘુકરણ-શીઘ્રગમન કરનાર ઇત્યાદિ વર્ણનયુક્ત બળદો જેમાં જોડાયેલા હોય એવો શ્રેષ્ઠ ધાર્મિક રથ હાજર કરો. ત્યાર બાદ તે શ્રેષ્ઠ વાહનમાં બેસીને જાય છે. અને ભગવાનની યાવત્ પર્યુપાસના કરે છે.

६३. तए णं समणे भगवं महावीरे सिवनंदाए तीसे य महइ जाव धम्मं कहेइ।

ત્યાર બાદ શ્રમણ ભગવંત મહાવીર શિવાનન્દાને અને તે મોટી પર્ષદાને ધર્મોપદેશ કરે છે.

६४. तए णं सा सिवनंदा समणस्स भगवओ महावीरस्स अंतिए धम्मं सोच्चा निसम्म हट्ठ जाव गिहिधम्मं पडिवज्जइ, पडिवज्जिता तमेव धम्मियं जाणप्पवरं दुरुहइ, दुरुहित्ता जामेव दिसं पाउब्भूया तामेव दिसं पडिगया।

ત્યાર પછી શિવાનન્દા શ્રમણ ભગવંત મહાવીરની પાસે ધર્મને સાંભળી અને વિચારી પ્રસન્ન થઈ અને યાવત્ ગૃહસ્થધર્મનો સ્વીકાર કરે છે. ગૃહસ્થધર્મનો સ્વીકાર કરીને તે ધાર્મિક શ્રેષ્ઠ વાહન ઉપર ચડે છે. તે ચઢીને જે દિશાથી આવી હતી તે જ દિશા તરફ પાછી જાય છે.

६५. 'भंते!' त्ति भगवं गोयमे समणं भगवं महावीरं वन्दइ नमंसइ, वंदित्ता नमंसित्ता एवं वयासी—'पहू णं भंते! आणंदे समणोवासए देवाणुप्पियाणं अंतिए मुण्डे जाव पव्वइत्तए?' 'नो तिणट्ठे समट्ठे' गोयमा! आणंदे णं समणोवासए बहूइं वासाइं समणोवासगपरियायं पाउणिहिइ, पाउणित्ता जाव सोहम्मे कप्पे अरुणाभे विमाणे देवत्ताए उववज्जिहिइ। तत्थ णं अत्थेगइयाणं देवाणं चत्तारि पलिओवमाइं ठिई पण्णत्ता, तत्थ णं आणंदस्सवि समणोवासगस्स चत्तारि पलिओवमाइं ठिई पण्णत्ता'।

'ભગવન્!' એમ કહી ભગવાન ગૌતમ, શ્રમણ ભગવંત મહાવીરને વંદન અને નમસ્કાર કરે છે. વંદન અને નમસ્કાર કરીને તેમણે આ પ્રમાણે પૂછ્યું: ભગવન! આનન્દ શ્રાવક આપની પાસે મુંડ થઈને પ્રવ્રજ્યા ગ્રહણ કરવા સમર્થ છે? ભગવાને કહ્યું: હે ગૌતમ! એ અર્થ સમર્થ નથી અર્થાત્ એમ થવાનું નથી. આનંદ શ્રાવક ઘણા વરસ સુધી શ્રાવક અવસ્થાનું પાલન કરશે. પાલન કરીને સૌધર્મ દેવલોકને વિશે અરુણાભ નામક વિમાનમાં દેવપણે ઉત્પન્ન થશે. ત્યાં કેટલાક દેવોની ચાર પલ્યોપમની સ્થિતિ કહી છે. આનંદ શ્રાવક પણ ચાર પલ્યોપમની સ્થિતિ પામશે.

६६. तए णं समणे भगवं महावीरे अन्नया कयाइ बहिया जाव विहरइ।

ત્યાર બાદ શ્રમણ ભગવંત મહાવીર અન્ય કોઈ દિવસે બહારના દેશોમાં વિહાર કરે છે.

६७. तए णं से आणंदे समणोवासए जाए अभिगय-जीवाजीवे जाव पडिलाभेमाणे विहरइ।

ત્યાર પછી આનન્દ શ્રાવક થઈ ગયો. જીવ-અજીવનો જ્ઞાતા થયો. યાવત્ શ્રમણ નિર્ગ્રન્થોનો અશનાદિ વડે સત્કાર કરતો વિચરવા લાગ્યો.

६८. तए णं सा सिवनन्दा भारिया समणोवासिया जाया जाव पडिलाभेमाणी विहरइ ।

તે શિવાનંદા ભાર્યા પણ શ્રાવિકા થઈ. શ્રમણ નિર્ગ્રન્થોનો સત્કાર કરતી વિહરે છે.

६९. तए णं तस्स आणंदस्स समणोवासगस्स उच्चावएहिं-सीलव्वयगुण-वेरमण-पच्चक्खाण-पोसहोववासेहिं अप्पाणं भावेमाणस्स चोद्दस संवच्छराइं वइक्कंताइं। पण्णरसमस्स संवच्छरस्स अंतरा वट्टमाणस्स अन्नया कयाइ पुव्वरत्तावरत्त-काल-समयंसि धम्मजागरियं जागरमाणस्स इमेयारूवे अज्झत्थिए चिंतिए कप्पिए पत्थिए मणोगए संकप्पे समुपज्जित्था—" एवं खलु अहं वाणियगामे नयरे बहूणं राई-सर जाव सयस्सवि य णं कुडुंबस्स जाव आधारे, तं एएणं वक्खेवेणं अहं नो संचाएमि समणस्स भगवओ महावीरस्स अंतियं धम्म-पण्णत्तिं उवसंपज्जित्ताणं विहरित्तए। तं सेयं खलु ममं कल्लं जाव जलंते विउलं असणं ४, जहा पूरणो, जाव जेट्ठ-पुत्तं कुडुंबे ठवेत्ता, तं मित्त जाव जेट्ठ-पुत्तं च आपुच्छित्ता, कोल्लाए सन्निवेसे नायकुलंसि पोसह-सालं पडिलेहित्ता, समणस्स भगवओ महावीरस्स अंतियं धम्म-पण्णत्तिं उवसंपज्जित्ताणं विहरित्तए ।। "

ત્યાર પછી આનંદ શ્રાવકના અનેક પ્રકારનાં શીલવ્રત, ગુણવ્રત, વિરમણવ્રત, પ્રત્યાખ્યાન અને પોષધોપવાસ વડે આત્માને ભાવિત કરતા ચૌદ વર્ષ વ્યતીત થયા. જ્યારે તે પંદરમા વર્ષના મધ્ય ભાગમાં વર્તતા હતા ત્યારે કોઈ દિવસે મધ્યરાત્રિના સમયે ધર્મ-જાગરિકા કરતા તેને આ આવા પ્રકારનો અધ્યવસાય, વિચાર, અભિલાષ અને મનોગત સંકલ્પ થયો—હું ખરેખર વાણિજ્યગ્રામ નગરમાં ઘણા રાજા, ધનાઢ્ય વગેરેને બહુ માન્ય છું. યાવત્ મારા પોતાના કુટુંબનો આધારભૂત છું. તેથી એ વિક્ષેપ વડે હું શ્રમણ ભગવંત મહાવીરની પાસે સ્વીકારેલી ધર્મપ્રજ્ઞપ્તિને (સારી રીતે) સ્વીકાર કરી પાલન કરવા સમર્થ નથી. તે માટે મારે કાલે સૂર્યોદય થાય ત્યારે પૂરણશેઠની જેમ વિપુલ અશન પાન ખાદિમ અને સ્વાદિમ આહાર તૈયાર કરાવી, યાવત્ કુટુંબને આમંત્રી યાવત્ જ્યેષ્ઠ પુત્રને કુટુંબમાં સ્થાપિત કરીને, તે મિત્ર વગેરેની યાવત્ જ્યેષ્ઠ પુત્રની રજા માગીને કોલ્લાક સંનિવેશમાં જ્ઞાતકુલને વિશે પોષધશાલાનું પ્રતિલેખન કરી શ્રમણ ભગવંત મહાવીરની પાસેથી પ્રાપ્ત કરેલી ધર્મપ્રજ્ઞપ્તિનો સ્વીકાર કરીને વિચરવું એ જ શ્રેય છે.

७०. एवं संपेहेइ, २ त्ता कल्लं विउलं तहेव जिमिय-भुत्तुत्तरागए तं मित्त जाव विउलेणं पुप्फ ५ सक्कारेइ सम्माणेइ, सक्कारित्ता सम्माणित्ता तस्सेव मित्त जाव पुरओ जेट्ठ-पुत्तं सद्दावेइ, २ त्ता एवं वयासी —'एवं खलु पुत्ता! अहं वाणियगामे वहूणं राईसर जहा चिंतियं जाव विहरित्तए। तं सेयं खलु मम इदाणिं तुमं सयस्स कुडुम्वस्स आलंवणं ४ ठवेत्ता जाव विहरित्तए'।

આનંદ એવો વિચાર કરે છે, વિચાર કરીને વિપુલ અશનાદિ તૈયાર કરાવે છે. મિત્ર વગેરેને આમંત્રિત કરે છે. ભોજન કર્યા પછી આવેલા તે મિત્ર જ્ઞાતિ વગેરેનો યાવત્ વિપુલ પુષ્પ વગેરે વડે સત્કાર અને સન્માન કરે છે. સત્કાર અને સન્માન કરીને યાવત્ તે મિત્ર વગેરેની સમક્ષ જ્યેષ્ઠ પુત્રને બોલાવે છે. બોલાવીને આ પ્રમાણે કહે છે: હે પુત્ર! એ પ્રમાણે ખરેખર હું વાણિજ્યગ્રામમાં ઘણા રાજા, ધનિક વગેરેને બહુ માન્ય છું, ઇત્યાદિ જેમ ચિંતવ્યું હતું તેમ કહીને યાવત્ આ વિક્ષેપના કારણે હું ધર્મપ્રજ્ઞપ્તિનો સ્વીકાર કરી વિચરવાને સમર્થ નથી. તો અત્યારે મારા કુટુંબમાં તને સ્થાપિત કરી યાવત્ ધર્મપ્રજ્ઞપ્તિનો સ્વીકાર કરી વિહરવું મ્હારા માટે શ્રેય છે.

७१. तए णं जेट्ठे पुत्ते आणंदस्स समणोवासयस्स 'तह' त्ति एयमट्ठं विणएणं पडिसुणेइ।

ત્યાર બાદ જ્યેષ્ઠ પુત્ર આનંદ શ્રાવકના આ કથનને 'તહત્તિ' (જેવી આપની આજ્ઞા) કહીને વિનય વડે કબૂલ કરે છે.

७२. तए णं से आणंदे, समणोवासए तस्सेव मित्त जाव पुरओ जेट्ठपुत्तं कुडुम्वे ठवेइ, ठवित्ता एवं वयासी—"मा णं, देवानुप्पिया! तुब्भे अज्जप्पभिइं केइ ममं वहुसु कज्जेसु आपुच्छउ वा, पडिपुच्छउ वा, ममं अट्ठाए असणं वा उवक्खडेउ वा उवकरेउ वा" ॥

ત્યાર પછી આનંદ શ્રાવક તે મિત્રો વગેરેની સમક્ષ જ્યેષ્ઠ પુત્રને કુટુંબમાં સ્થાપન કર્યો. સ્થાપન કરીને તેણે એ પ્રમાણે કહ્યું: હે દેવાનુપ્રિય! તમે કોઈ આજથી આરંભીને બહુ કાર્યોમાં મને પૂછશો નહિ, વારંવાર પૂછશો નહિ. અને મારા માટે અશન પાન ખાદિમ સ્વાદિમ તૈયાર કરશો નહિ. મારી પાસે લાવશો નહિ.

७३. तए णं से आणंदे समणोवासए जेट्ठ-पुत्तं मित्त-नाइं आपुच्छइ, २ त्ता सयाओ गिहाओ पडिणिक्खमइ, २ त्ता वाणिय-गामं नयरं मज्झं-मज्झेणं निग्गच्छइ, २ त्ता जेणेव कोल्लाए–सन्निवेसे, जेणेव नायकुले जेणेव पोसहसाला, तेणेव उवागच्छइ, २त्ता पोसहसालं पमज्जइ, २ त्ता उच्चार–पासवण-भूमिं पडिलेहेइ, २ त्ता दब्भ–संथारयं संथरइ, संथरित्ता दब्भ–संथारयं दुरुहइ, २ त्ता पोसह-सालाए पोसहिए दब्भ-संथारोवगए समणस्स भगवओ महावीरस्स अंतियं धम्मपण्णत्तिं उवसंपज्जित्ताणं विहरइ ॥

ત્યાર બાદ આનંદ શ્રાવક જયેષ્ઠ પુત્ર અને મિત્ર જ્ઞાતિ વગેરેની રજા લે છે. રજા લઈને પોતાના ઘરથી નીકળે છે. નીકળીને વાણિજ્યગ્રામના મધ્યમાં થઈ જ્યાં કોલ્લાક નામે સંનિવેશ અને જ્યાં જ્ઞાતકુલ છે, જ્યાં પોષધશાલા છે ત્યાં જાય છે. પોષધશાલા પ્રમાર્જે છે. પ્રમાર્જીને ઉચ્ચાર–દિશાએ જવાની અને પેશાબ કરવાની જગ્યાને જુએ છે. જોઈને ડાભનો સંથારો પાથરે છે. અને તેના ઉપર બેસે છે. બેસીને પોષધશાલામાં પોષધ ગ્રહણ કરી ડાભના સંથારાને પ્રાપ્ત થઈ શ્રમણ ભગવંત મહાવીરની પાસેથી ગ્રહણ કરેલી ધર્મપ્રજ્ઞપ્તિનો સ્વીકાર કરી વિચરે છે.

७४. तए णं से आणंदे समणोवासए उवासग-पडिमाओ उवसंपज्जित्ताणं विहरइ । पढमं उवासगपडिमं अहा-सुत्तं अहा-कप्पं अहा-मग्गं अहा-तच्चं सम्मं काएणं फासेइ, पालेइ, सोहेइ, तीरेइ, किट्टेइ, आराहेइ ।

તદનન્તર આનંદ, શ્રાવકની પ્રતિમાઓ સ્વીકાર કરીને વિહરે છે. તેમાં પ્રથમ ઉપાસક પ્રતિમા (વ્રતવિશેષ)ને સૂત્ર પ્રમાણે, કલ્પ પ્રમાણે, માર્ગ પ્રમાણે યથાતથ્ય–યથાર્થપણે, સમ્યક્, કાયાવડે સ્પર્શ કરે છે, પાળે છે, શોભાવે છે, સંપૂર્ણ કરે છે, કીર્તન કરે છે અને તેનું આરાધન કરે છે.

७५. तए णं से आणंदे समणोवासए दोच्चं उवासग-पडिमं, एवं तच्चं, चउत्थं, पंचमं, छट्ठं, सत्तमं, अट्ठमं, नवमं दसमं एक्कारसमं । जाव आराहेइ ।

ત્યાર બાદ આનંદ શ્રાવક બીજી શ્રાવકની પ્રતિમાને, એમ ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી, આઠમી, નવમી, દસમી, અને અગિયારમી પ્રતિમાનું યાવત્ આરાધન કરે છે.

७६. तए णं से आणंदे समणोवासए इमेणं एयारूवेणं उरालेणं विउलेणं पयत्तेणं पग्गहिएणं तवो-कम्मेणं सुक्के जाव किसे धमणिसंतए जाए।

ત્યાર પછી તે આનંદ શ્રાવક આવા પ્રકારના ઉદાર વિપુલ પ્રયત્નરૂપ સ્વીકારેલા તપઃકર્મ વડે શુષ્ક યાવત્ કૃશ થઈ ગયો. તેના શરીરની નાડીઓ દેખાવા લાગી.

७७. तए णं तस्स आणंदस्स समणोवासगस्स अन्नया कयाइ पुव्वरत्ता० जाव धम्म-जागरियं जागरमाणस्स अयं अज्झत्थिए ५ "एवं खलु अहं इमेणं जाव धमणि-संतए जाए। तं अत्थि ता मे उट्ठाणे कम्मे वले वीरिए पुरिसक्कार-परक्कमे सद्धा धिई संवेगे। जाव य मे धम्मा-यरिए धम्मोवएसए समणे भगवं महावीरे जिणे सुहत्थी विहरइ, ताव ता मे सेयं कल्लं जाव जलंते अपच्छिम-ममारणंतियसंलेहणा झूसणाझूसियस्स, भत्तपाणपडियाइक्खियस्स कालं अणव-कङ्खमाणस्स विहरित्तए।" एवं संपेहेइ, २ त्ता कल्लं पाउ जाव अपच्छिम-मारणंतिय जाव कालं अणवकङ्खमाणे विहरइ।

ત્યાર પછી તે આનંદ શ્રાવકને અન્ય કોઈ દિવસે મધ્યરાત્રીએ ધર્મજાગરિકા કરતાં આવો સંકલ્પ થયો. હું આ પ્રકારના તપ વડે કૃશ યાવત્ ધમનીથી વ્યાપ્ત શરીર-વાળો થઈ ગયો છું, પણ હજી મારામાં ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરુષાર્થ તથા શ્રદ્ધા, ધૈર્ય અને સંવેગ છે. જ્યાં સુધી મારા ધર્માચાર્ય અને ધર્મોપદેશક શ્રમણ-ભગવાન મહાવીર જિન સુહસ્તી વિચરે છે ત્યાં સુધી મારે આવતી કાલે સૂર્યોદય થયે સૌથી છેલ્લી મારણાન્તિક સંલેખનાની આરાધનાથી યુક્ત થઈને, આહારપાણીનું પ્રત્યાખ્યાન કરી અને મૃત્યુની દરકાર નહિ કરતાં રહેવું શ્રેયસ્કર છે. એમ તે વિચાર કરે છે. વિચાર કરીને બીજે દિવસે પ્રાતઃકાળે યાવત્ અપચ્છિમ મારણાન્તિક સંલેખનાની આરાધના યુક્ત થઈ યાવત્ મૃત્યુની દરકાર નહિ કરતો વિહરે છે. એટલે સંલેખનાવ્રત સ્વીકાર કરી લે છે.

७८. तए णं तस्स आणंदस्स समणोवासगस्स अन्नया कयाइ सुभेणं अज्झवसाणेणं, सुभेणं परिणामेणं, लेसाहिं विसुज्झ-माणीहिं, तयावरणिज्जाणं कम्माणं

ત્યાર બાદ તે આનંદ શ્રાવકને અન્ય કોઈ દિવસે શુભ અધ્યવસાય વડે, શુભ પરિણામ વડે, વિશુદ્ધ લેશ્યાઓ વડે અને અવધિજ્ઞાના-વરણ કર્મના ક્ષયોપશમથી અવધિજ્ઞાન

खओवसमेणं ओहिनाणे समुप्पन्ने। पुरत्थिमेणं लवणसमुद्दे पंच-जोयणसयाइं खेत्तं जाणइ पासइ, एवं दक्खिणेणं पच्चत्थिमेणं य, उत्तरेणं जाव चुल्लहिमवंतं वासधर पव्वयं जाणइ पासइ, उड्ढं जाव सोहम्मं कप्पं जाणइ पासइ, अहे जाव इमीसे रयणप्पभाए पुढवीए लोलुयच्चुयं नरयं चउरासीइवाससहस्सट्ठिइयं जाणइ पासइ।

ઉત્પન્ન થયું. તે પૂર્વ દિશામાં લવણ સમુદ્રને વિશે પાંચસો યોજન પ્રમાણ ક્ષેત્રને જાણવા લાગ્યો; એ જ પ્રમાણે દક્ષિણ અને પશ્ચિમ દિશાએ પણ જાણવા લાગ્યો. ઉત્તર દિશાએ ક્ષુદ્રહિમવંત નામક વર્ષધરપર્વત સુધી જાણવા અને દેખવા લાગ્યો. તે ઉપર સૌધર્મ દેવલોક સુધી જાણે છે અને દેખે છે. નીચે રત્નપ્રભા પૃથ્વીના ચોરાશી હજાર વર્ષની સ્થિતિવાળા રોરુય નારકાવાસ સુધી જાણે છે અને દેખે છે.

૭૯. तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे समोसरिए, परिसा निग्गया जाव पडिगया।

તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન મહાવીર પધાર્યા. પર્ષદા વાંદવાને નીકળી અને વાંદી તથા ધર્મોપદેશ સાંભળી પાછી ગઈ.

૮૦. तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स जेट्ठे अन्तेवासी इंदभूई नामं अणगारे गोयमगोत्तेणं सत्तुस्सेहे, समचउरंससंठाणसंठिए, वज्जरिसहनारायसंघयणे, कणगपुलगनिघसपम्हगोरे उग्गतवे, दित्ततवे, घोरतवे, महातवे, उराले, घोरगुणे घोरतवस्सी, घोरबंभचेरवासी, उच्छूढसरीरे, संखित्तविउलतेउलेस्से, छट्ठंछट्ठेणं अणिक्खित्तेणं तवोकम्मेणं संजमेणं तवसा अप्पाणं भावेमाणे विहरइ।

તે કાળે અને તે સમયે શ્રમણ ભગવંત મહાવીરના જ્યેષ્ઠ અન્તેવાસી ગૌતમ ગોત્રીય સાત હાથ શરીરવાળા—ઊંચા, સમચતુરસ્ર સંસ્થાનવાળા વજ્રઋષભનારાચ સંઘયણથી યુક્ત, સુવર્ણની કસોટી ઉપર ઘસેલા સ્વર્ણની રેખા જેવા ગૌરવર્ણ, કઠોર તપવાળા, તેજસ્વી તપવાળા, ઉદાર, ઘોરગુણવાળા, બ્રહ્મચર્યના ધારક, શરીરના મમત્વનો ત્યાગ કરી દેનાર, પોતાની વિપુલ તેજોલેશ્યાને સંક્ષિપ્ત કરી રાખનાર ઇન્દ્રભૂતિ નામક અણગાર નિરન્તર છઠ-છઠના તપથી તથા સંયમ અને તપશ્ચર્યા દ્વારા આત્માને ભાવિત કરતા વિચરતા હતા.

८१. तए णं से भगवं गोयमे छट्ठक्खमण-पारणगंसि पढमाए पोरिसीए सज्भायं करेइ, बिइयाए पोरिसीए भाणं भियाइ, तइयाए पोरिसीए अतुरियं अचवलं असंभंते मुहपत्ति पडिलेहेइ, पडिलेहित्ता, भायण-वत्थाइं पडिलेहेइ, पडिलेहित्ता भायण वत्थाइं पमज्जइ, पमज्जित्ता, भायणाइं, उग्गाहेइ, उग्गा-हित्ता जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता समणं भगवं महावीरं वंदइ, नमंसइ, वंदित्ता, नमंसित्ता एवं वयासी—"इच्छामि णं भंते! तुब्भेहिं अब्भणुण्णाए छट्ठक्ख-मणपारणगंसि वाणियगामे नयरे उच्चनीयमज्भिमाइं कुलाइं घर-समुदाणस्स भिक्खायरियाए अडित्तए।" "अहासुहं देवाणुप्पिया! मा पडिबंधं करेह"।

ત્યાર પછી તે ભગવાન ગૌતમ છઠના પારણાને દિવસે પ્રથમ પોરસીમાં સ્વાધ્યાય કરે છે. બીજી પોરસીએ ધ્યાન કરે છે. ત્રીજી પોરસીએ ત્વરા અને ચપલતારહિત સંભ્રમરહિત થઈ મુખવસ્ત્રિકાનું પ્રતિલેખન કરે છે. પ્રતિલેખન કરી પાત્ર અને વસ્ત્રનું પ્રતિલેખન કરે છે. પ્રતિલેખન કરી પાત્ર અને વસ્ત્રને પ્રમાર્જે છે. પ્રમાર્જી પાત્રો ગ્રહણ કરે છે. ગ્રહણ કરી શ્રમણ ભગવાન મહાવીરની પાસે જઈ વંદન અને નમસ્કાર કરે છે. વંદન અને નમસ્કાર કરીને એ પ્રમાણે કહે છે: હે ભગવન્! આપની અનુજ્ઞાથી છઠના ઉપવાસના પારણે વાણિજ્યગ્રામ નગરને વિશે ગૃહસામુદાનિકી ભિક્ષાચર્યા (એક બાજુના કોઈપણ ઘરને છોડયા વગર અટન કરવા) માટે ઉચ્ચ નીચ અને મધ્યમ કુલોમાં ભિક્ષાચર્યાએ જવા ઇચ્છું છું.
ભગવાન ઉત્તરમાં કહે છે: હે દેવાનુપ્રિય! સુખ થાય તેમ કરો.

८२. तए णं भगवं गोयमे समणेणं भगवया महावीरेणं अब्भणुण्णाएसमाणे समणस्स भगवओ महावीरस्स अंतियाओ दूइप-लासाओ चेइयाओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता अतुरियमचवलमसंभंते जुगंतरपरिलोयणाए दिट्ठीए पुरओ ईरियं सोहेमाणे जेणेव वाणियगामे नयरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता वाणियगामे नयरे उच्चनीयमज्भिमाइं

ત્યાર બાદ શ્રમણ ભગવંત મહાવીરે અનુજ્ઞા આપી એટલે ભગવાન ગૌતમ શ્રમણ ભગવંત મહાવીરની પાસેથી દૂતિપલાશ ચૈત્યથી નીકળે છે. નીકળીને ત્વરા, ચપલતા અને સંભ્રમ સિવાય યુગપ્રમાણ ભૂમિને જોનારી દૃષ્ટિ વડે ઇર્યામાર્ગને શોધતા જ્યાં વાણિજ્યગ્રામ નગર છે ત્યાં આવે છે. આવીને વાણિજ્ય-ગ્રામ નગરમાં ગૃહસામુદાનિકી ભિક્ષાચર્યા

कुलाइं घरसमुदाणस्स भिक्खायरियाए अडइ।

માટે ઉચ્ચ નીચ અને મધ્યમ કુલોમાં અટન કરે છે.

८३. तए णं से भगवं गोयमे वाणियगामे नयरे, जहा पण्णत्तीए तहा, जाव भिक्खायरियाए अडमाणे अहापज्जत्तं भत्तपाणं सम्मं पडिग्गाहेइ, पडिग्गाहित्ता वाणियगामाओ पडिणिग्गच्छइ, पडिणिग्गच्छित्ता कोल्लायस्स सन्निवेसस्स अदूरसामंतेणं वीईवयमाणे, बहुजणसद्दं निसामेइ, बहुजणो अन्नमन्नस्स एवमाइक्खइ ४—"एवं खलु देवाणुप्पिया! समणस्स भगवओ महावीरस्स अंतेवासी आणंदे नामं समणोवासए पोसहसालाए अपच्छिम जाव अणवकंखमाणे विहरइ।

ત્યાર પછી તે ભગવાન ગૌતમ વાણિજ્યગ્રામ નગરમાં જેમ ભગવતી-સૂત્રમાં કહ્યું છે તેમ ભિક્ષાચર્યાએ ભમતા યથાયોગ્ય ભાત-પાણીને સમ્યક્ પ્રકારે ગ્રહણ કરે છે. ગ્રહણ કરીને વાણિજ્યગ્રામથી બહાર નીકળે છે. નીકળીને કોલ્લાક સંનિવેશની પાસેથી જઈ રહ્યા હતા ત્યારે શબ્દ સાંભળે છે. ઘણા માણસો પરસ્પર એ પ્રમાણે કહે છે: હે દેવાનુપ્રિયો! શ્રમણ ભગવંત મહાવીરના અન્તેવાસી આનંદ નામક શ્રાવક પોષધશાલામાં અપશ્ચિમ મારણાન્તિક સંલેખનાનું આરાધન કરી રહ્યા છે અને મૃત્યુની દરકાર નહિ કરતા વિહરે છે.

८४. तए णं तस्स गोयमस्स बहुजणस्स अंतिए एयमट्ठं सोच्चा निसम्म अयमेयारूवे अज्झत्थिए ४ "तं गच्छामि णं आणंदं समणोवासयं पासामि।" एवं संपेहेइ, संपेहित्ता जेणेव कोल्लाए सन्निवेसे जेणेव आणंदे समणोवासए, जेणेव पोसहसाला तेणेव उवागच्छइ।

ત્યાર બાદ તે ભગવાન ગૌતમને ઘણા જણની પાસેથી એ અર્થ સાંભળી, વિચારી આવા પ્રકારનો આ વિચાર થયો. હું જાઉં અને આનંદ શ્રાવકને જોઉં એમ વિચાર કરે છે. વિચારીને જ્યાં કોલ્લાક સંનિવેશ છે, જ્યાં પોષધશાલા છે અને જ્યાં આનંદ શ્રમણોપાસક છે ત્યાં પહોંચે છે.

८५. तए णं से आणंदे समणोवासए भगवं गोयमं एज्जमाणं पासइ, पासित्ता हट्ठ जाव हियए भगवं गोयमं वंदइ नमंस्सइ, वंदित्ता नमंसित्ता एवं वयासी—"एवं

ત્યાર બાદ તે આનંદ શ્રાવક ભગવાન ગૌતમને આવતા જુએ છે, જોઈને તે પ્રસન્ન અને સંતુષ્ટ હૃદયવાળો થઈ ભગવાન ગૌતમને વંદન-નમસ્કાર કરે છે. વાંદી અને નમીને

खलु भन्ते! अहं इमेणं उरालेणं जाव धमणिसंतए जाए, नो संचाएमि देवाणुप्पियस्स अंतियं पाउब्भवित्ता णं तिक्खुत्तो मुद्धाणेणं पाए अभिवंदित्तए, तुब्भे णं भन्ते! इच्छाकारेणं अणभिओगेणं इओ चेव एह, जा णं देवाणुप्पियाणं तिक्खुत्तो मुद्धाणेणं पाएसु वंदामि नमंसामि"।

આ પ્રમાણે બોલ્યો: ભગવન્! હું આ ઉગ્રતપના કારણે યાવત્ ધમની-નાડીઓ વડે વ્યાપ્ત શરીરવાળો થયો છું. તેથી આપ દેવાનુપ્રિયની પાસે આવીને ત્રણ વાર મસ્તક વડે આપના પગે વંદન કરવાને સમર્થ નથી, તો ભગવન્! આપ જ સ્વેચ્છાથી અનભિયોગ–દબાવ વગર અહીં આવો તો આપ દેવાનુપ્રિયના પગે મસ્તક વડે ત્રણ વાર વંદન-નમસ્કાર કરું.

८६. तए णं से भगवं गोयमे जेणेव आणंदे समणोवासए तेणेव उवागच्छइ।

ત્યારે ભગવાન ગૌતમ જ્યાં આનંદ શ્રમણોપાસક હતા ત્યાં આવ્યા.

८७. तए णं से आणंदे भगवओ गोयमस्स तिक्खुत्तो मुद्धाणेणं पाएसु वंदइ नमंसइ, वंदित्ता नमंसित्ता एवं वयासी—"अत्थि णं भंते! गिहिणो गिहमज्झावसंतस्स ओहिनाणं समुप्पज्जइ?"

"हंता अत्थि,"

"जइ णं भंते! गिहिणो जाव समुपज्जइ, एवं खलु भंते! ममवि गिहिणो गिहमज्झवसंतस्स ओहिनाणे समुप्पण्णे—पुरत्थिमे णं लवणसमुद्दे पंचजोयण–सयाइ जाव लोलुयच्चुयं नरयं जाणामि पासामि।

ત્યાર પછી તે આનંદ શ્રાવક ભગવાન ગૌતમને ત્રણ વાર મસ્તક વડે પગે વંદન-નમસ્કાર કરે છે, વંદન-નમસ્કાર કરીને તેણે આ પ્રમાણે કહ્યું: ભગવન્! ગૃહસ્થને ગૃહવાસમાં રહેતા અવધિજ્ઞાન થઈ શકે છે?

ગૌતમ: હા, થઈ શકે છે.

ભગવન્! ગૃહસ્થને યાવત્ અવધિજ્ઞાન થઈ શકે છે તો હે ભગવન્! ગૃહવાસમાં રહેતાં ગૃહસ્થ એવા મને પણ અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે. હું પૂર્વ દિશામાં લવણ સમુદ્રમાં પાંચસો યોજન સુધી યાવત્ નીચે રોરુયનામક નારકાવાસ સુધી જાણું છું અને દેખું છું.

८८. तए णं से भगवं गोयमे आणंदं समणोवासयं एवं वयासी—"अत्थि णं आणंदा! गिहिणो जाव समुप्पज्जइ। नो चेव णं एअमहालए। तं णं तुमं,

ત્યાર બાદ ભગવાન ગૌતમે આનંદ શ્રમણોપાસકને એ પ્રમાણે કહ્યું: આનંદ! ગૃહસ્થને યાવત્ અવધિજ્ઞાન થાય છે, પરંતુ એટલું મોટું હોતું નથી, માટે આનંદ! તું

आणंदा! एयस्स ठाणस्स आलोएहि जाव तवोकम्मं पडिवज्जाहि।"

મૃષાવાદરૂપ એ સ્થાનકની–વિષયની આલોચના કર યાવત્ શુદ્ધિને માટે તપઃકર્મ (પ્રાયશ્ચિત્ત) સ્વીકાર કર.

८९. तए णं से आणंदे भगवं गोयमं एवं वयासी—"अत्थि णं, भंते! जिण-वयणे संताणं तच्चाणं तहियाणं सब्भूयाणं भावाणं आलोइज्जइ जाव पडिवज्जिज्जइ?"

"नो इणट्ठे समट्ठे।"

"जइ णं भंते! जिण-वयणे संताणं जाव भावाणं नो आलोइज्जइ जाव तवोकम्मं नो पडिवज्जिज्जइ, तं णं भंते! तुब्भे चेव एयस्स ठाणस्स आलोएह जाव पडिवज्जह।"

ત્યાર પછી તે આનંદ શ્રમણોપાસકે ભગવાન ગૌતમને કહ્યું: ભગવન્! જિન પ્રવચનમાં સત્ય, તથ્ય તથા યથાર્થ ભાવોની આલોચના કરાય છે? યાવત્ પ્રાયશ્ચિત્તરૂપે તપનો સ્વીકાર કરાય છે?

હે આનંદ! એ અર્થ યુક્ત નથી.

ભગવન્! જો જિન પ્રવચનમાં સદ્રૂપભાવો સંબંધે આલોચના ન કરાય અને યાવત્ તપરૂપ પ્રાયશ્ચિત્ત ન કરાય તો ભગવન્! તમે જ એ સ્થાનકની આલોચના કરો, યાવત્ તપરૂપ પ્રાયશ્ચિત્ત કરો.

९०. तए णं से भगवं गोयमे आणंदेणं समणोवासएणं एवं वुत्ते समाणे, संकिए कंखिए विइगिच्छासमावन्ने, आणंदस्स अंतियाओ पडिणिक्खमइ, २ त्ता जेणेव दूइपलासे चेइए, जेणेव समणे भगवं महावीरे, तेणेव उवागच्छइ २ त्ता समणस्स भगवओ महावीरस्स अदूर-सामन्ते गमणागमणाए पडिक्कमइ, २ त्ता एसणमणेसणं आलोएइ, आलो-इत्ता भत्तपाणं पडिदंसइ, पडिदंसित्ता समणं भगवं वंदइ नमंसइ, २ त्ता एवं वयासी—"एवं खलु भंते! अहं तुब्भेहिं अब्भणुण्णाए तं चेव सव्वं

ત્યાર બાદ આનંદ શ્રાવક દ્વારા આ પ્રમાણે કહેવા પર શંકિત–શંકાવાળા, કાંક્ષિત–જિજ્ઞાસાવાળા અને વિચિકિત્સા–સંશયને પ્રાપ્ત થયેલા ભગવાન ગૌતમ આનંદ શ્રાવક પાસેથી બહાર નીકળે છે. નીકળીને જ્યાં દૂતિપલાશ ચૈત્ય અને શ્રમણ ભગવાન મહાવીર છે ત્યાં આવે છે. ત્યાં આવીને શ્રમણ ભગવાનથી થોડે દૂર રહી ગમનાગમન પડિક્કમે છે. પડિક્કમી એષણા-અનેષણાની આલોચના કરે છે. આલોચના કરીને ભગવાનને આહાર-પાણી દેખાડે છે. શ્રમણ ભગવંત મહાવીરને વંદન અને નમસ્કાર કરીને એ પ્રમાણે કહે છે: ભગવન્!

कहेइ, जाव तए णं अहं संकिए ३ आणंदस्स समणोवासगस्स अंतियाओ पडिणिक्खमामि, २ त्ता जेणेव इहं तेणेव हव्वमागए, तं णं भंते! किं आणंदेणं समणोवासएणं तस्स ठाणस्स आलोएयव्वं जाव पडिवज्जेयव्वं उदाहु मए?"

આપની અનુજ્ઞા મેળવી હું (વાણિજ્યગ્રામ નગરમાં ગોચરી માટે ગયો હતો.) ઇત્યાદિ પૂર્વોક્ત બધું કહે છે. યાવત્ ત્યાર બાદ શંકિત, કાંક્ષિત અને સંશયને પ્રાપ્ત થયેલો હું આનંદ શ્રમણોપાસકની પાસેથી નીકળીને શીઘ્ર અહીં આવ્યો છું. તો હે ભગવન! આનંદ શ્રમણોપાસકે તે સ્થાનની આલોચના કરવી જોઈએ, યાવત્ પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ અથવા મારે કરવું જોઈએ?

९१. "गोयमा!" इ समणे भगवं महावीरे भगवं गोयमं एवं वयासी—गोयमा! तुमं चेव णं तस्स ठाणस्स आलोएहि जाव पडिवज्जाहि, आणंदं च समणोवासयं एयमट्ठं खामेहि।

ગૌતમ! એમ કહી શ્રમણ ભગવંત મહાવીરે ભગવાન ગૌતમને એ પ્રમાણે કહ્યું: તું જ તે સ્થાનની આલોચના કર, યાવત્ તપઃકર્મ પ્રાયશ્ચિત્તને સ્વીકાર કર અને આનંદ શ્રમણોપાસકને આ સંબંધે ખમાવ.

९२. तए णं से भगवं गोयमे, समणस्स भगवओ महावीरस्स "तह"त्ति एयमट्ठं विणएणं पडिसुणेइ, २ त्ता तस्स ठाणस्स आलोएइ–जाव–पडिवज्जइ, आणंदं च समणोवासयं एयमट्ठं खामेइ ॥

ત્યાર બાદ ભગવાન ગૌતમ શ્રમણ ભગવાન મહાવીરને 'તહ'ત્તિ કહી આ કથનને વિનયપૂર્વક સ્વીકાર કરે છે. સ્વીકાર કરીને તે સ્થાનની આલોચના કરે છે. યાવત્ પ્રાયશ્ચિત્ત સ્વીકાર કરે છે અને આનંદ શ્રમણોપાસકને એ બાબત ખમાવે છે.

९३. तए णं समणे भगवं महावीरे अन्नया कयाइ वहिया जणवय विहारं विहरइ।

ત્યાર બાદ શ્રમણ ભગવાન મહાવીર અન્ય કોઈ દિવસે ત્યાંથી વિહાર કરી બહાર દેશ-દેશાન્તરમાં વિચરણ કરે છે.

९४. तए णं से आणंदे समणोवासए बहूहिं सील-व्वएहिं जाव अप्पाणं भावेत्ता, वीसं वासाइं समणोवासगपरियागं

ત્યાર પછી તે આનંદ શ્રમણોપાસક ઘણાં શીલવ્રતો વડે યાવત્ આત્માને ભાવિત કરતા વીસ વરસ સુધી શ્રમણોપાસકની

पाउणित्ता, एक्कारस य उवासग-पडिमाओ सम्मं काएणं फासित्ता, मासियाए संलेहणाए अत्ताणं झूसित्ता, सट्ठिं भत्ताइं अणसणाए छेदेत्ता, आलोइए-पडिक्कंते, समाहि-पत्ते, काल-मासे कालं किच्चा, सोहम्मे कप्पे सोहम्मवडिंसगस्स महाविमाणस्स उत्तर-पुरत्थिमेणं अरुणे विमाणे देवत्ताए उववन्ने। तत्थ णं अत्थेगइयाणं देवाणं चत्तारि पलिओवमाइं ठिई पण्णत्ता, तत्थ णं आणंदस्स वि देवस्स चत्तारि पलिओवमाइं ठिई पण्णत्ता।

પર્યાય પાળીને શ્રાવકની અગિયાર પ્રતિમાઓને સમ્યક્ કાયા વડે સ્પર્શીને, માસિક સંલેખના વડે આત્માને શુષ્ક કરી સાઠ ભક્ત અનશન વડે પૂર્ણ કરી આલોચના અને પ્રતિક્રમણ કરી, સમાધિને પ્રાપ્ત થઈ યથાસમય કાળ કરીને સૌધર્મ દેવલોકમાં સૌધર્માવતંસક મહાવિમાનની ઉત્તર-પૂર્વદિશાએ અરુણ વિમાનને વિશે દેવપણે ઉત્પન્ન થયો. ત્યાં કેટલાક દેવોની ચાર પલ્યોપમની સ્થિતિ કહી છે. આનંદ દેવની પણ ચાર પલ્યોપમની સ્થિતિ છે.

९५. "आणंदेणं भंते ! देवे ताओ देवलोगाओ आउक्खएणं, भवक्खएणं, ठिइक्खएणं अणंतरं चयं चइत्ता, कहिं गच्छिहिइ, कहिं उववज्जिहिइ?"

ભગવન્! આનંદ દેવ તે દેવલોકથી આયુષ્યના ક્ષય, ભવના ક્ષય અને સ્થિતિના ક્ષય પછી ચ્યવી ક્યાં જશે? ક્યાં ઉત્પન્ન થશે?

९६. "गोयमा! महाविदेहे वासे सिज्झिहिइ"। निक्खेवो।

सत्तमस्स अंगस्स उवासगदसाणं पढमं आणंदज्झयणं समत्तं।

હે ગૌતમ! મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઈ સિદ્ધિ પદ પામશે. અહીં નિક્ષેપ–ઉપસંહાર કરવો અર્થાત્ સુધર્મા સ્વામી જમ્બૂ સ્વામીને કહે છે: જમ્બૂ! જેમ મેં ભગવાન પાસેથી સાંભળ્યું છે તેમ જ તને કહ્યું છે.



બીજું અધ્યયન

# કામદેવ

९७. जइ णं भंते! समणेणं भगवया महावीरेणं जाव संपत्तेणं सत्तमस्स अंगस्स उवासगदसाणं पढमस्स अज्झयणस्स अयमट्ठे पण्णत्ते, दोच्चस्स णं भंते! अज्झयणस्स के अट्ठे पण्णत्ते!

જમ્બૂ સ્વામીએ શ્રીસુધર્મા સ્વામીને પૂછ્યું: ભગવન્! શ્રમણ યાવત્ નિર્વાણને પ્રાપ્ત ભગવન્ત મહાવીરે જે સાતમા ઉપાસકદશાંગના પ્રથમ અધ્યયનનો આ (પૂર્વોક્ત) અર્થ કહ્યો છે. તો ભગવન્! બીજા અધ્યયનમાં શો અર્થ કહ્યો છે?

९८. एवं खलु जम्वू! तेणं कालेणं तेणं समएणं चम्पा नामं नयरी होत्था। पुण्णभद्दे चेइए, जियसत्तू राया। कामदेवे गाहावई। भद्दा भारिया। छ हिरण्ण-कोडीओ निहाण-पउत्ताओ, छ वुड्ढि-पउओत्ता, छ पवित्थर-पउत्ताओ, छ वया दस-गो-साहस्सिएणं वएणं। समोसरणं। जहा आणंदो तहा निग्गओ, तहेव सावय-धम्मं पडिवज्जइ।

सा चेव वत्तव्वया जाव जेट्ठ-पुत्तं-मित्त-नाइं आपुच्छित्ता, जेणेव पोसह-साला, तेणेव उवागच्छइ, २ त्ता जहा आणंदो जाव समणस्स भगवओ महावीरस्स अंतियं धम्म-पण्णत्तिं उवसंपज्जित्ताणं विहरइ।

સુધર્મા સ્વામી ઉત્તર આપે છે: તે કાળે અને તે સમયે ચંપા નામક નગરી હતી. ત્યાં પૂર્ણભદ્ર ચૈત્ય હતું. જિતશત્રુ રાજા હતો. કામદેવ ગૃહપતિ હતો. તેને ભદ્રા નામે ભાર્યા હતી. તેને ત્યાં ૭ હિરણ્ય-કોટિ નિધાનમાં મૂકેલી, ૭ વ્યાજમાં અને ૭ ધાન્યાદિના વિસ્તારમાં રોકેલી હતી. તેને દશ હજાર ગાયોના એક વ્રજના હિસાબે ૭ વ્રજો એટલે સાઠ હજાર ગાયો હતી. ભગવાન સમોસર્યા. આનંદની જેમ (કામદેવ) વંદન કરવા નીકળ્યો. અને આનંદની જેમ જ શ્રાવકધર્મ સ્વીકાર કરે છે. ઇત્યાદિ તે જ વક્તવ્યતા અહીં કહેવી, યાવત્ જ્યેષ્ઠ પુત્ર અને મિત્ર, જ્ઞાતિ વગેરેને પૂછી જ્યાં પોષધશાલા છે ત્યાં આવે છે. ત્યાં આવીને આનંદની પેઠે ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકાર કરીને વિહરે છે.

९९. तए णं तस्स कामदेवस्स समणोवासगस्स पुव्वरत्तावरत्तकालसमयंसि एगे देवे मायी मिच्छ-दिट्ठी अंतियं पाउब्भूए।

ત્યાર પછી કામદેવ શ્રમણોપાસકની પાસે મધ્યરાત્રિના સમયે એક માયી મિથ્યાદષ્ટિ દેવ પ્રગટ થયો.

१००. तए णं से देवे एगं महं पिसाय-रूवं-विउव्वइ। तस्स णं देवस्स पिसाय-रूवस्स इमे एयारूवे वण्णावासे पण्णत्ते—सीसं से गो-कलिंज-संठाण-संठियं, सालिभसेल्लसरिस्सा से केसा कविलतेएणं दिप्पमाणा, महल्ल-उट्टिया-कभल्ल-संठाण-संठियं निडालं, मुगुंसपुञ्छं व तस्स भुमगाओ फुग्ग-फुग्गाओ विगय-बीभच्छ-दंसणाओ, सीस-घडि-विणिग्गयाइं अच्छीणि विगय-बीभच्छ-दंसणाइं, कण्णा जह सुप्प-कत्तरं चेव विगय-बीभच्छ-दंसणिज्जा, उरब्भ-पुड-सन्निभा से नासा, झुसिरा-जमल-चुल्ली-संठाण-संठिया दोवि तस्स नासापुडया, घोडय-पुच्छं व तस्स मंसूइं कविल-कविलाइं विगय-बीभच्छ-दंसणाइं, उट्टा उट्टस्स चेव लंबा, फालसरिसा से दंता, जिब्भा जह सुप्प-कत्तरं चेव विगय-बीभच्छ-दंस-णिज्जा, हल-कुद्दाल-संठिया से हणुया, गल्ल-कडिल्लं च तस्स खड्डं फुट्टं कविलं फरुसं महल्लं, मुइंगाकारोवमे से खंधे, पुर-वर-कवाडोवमे से वच्छे,

તે દેવે એક મોટા પિશાચના રૂપની વિક્રિયા કરી. તે પિશાચરૂપધારી દેવનું સવિસ્તર વર્ણન આ પ્રમાણે છે: તેનું માથું ટોપલાના આકાર જેવું હતું. તેના કેશો ડાંગરનાં ઠૂંડાંઓના જેવા રૂક્ષ, જાડા અને પીળી કાન્તિ વડે દીપતા હતા. મોટા માટીના ઘડાની જેવું તેનું લલાટ હતું. તેની મુંગુસના પૂંછડા જેવી ભમરો ફગ-ફગતી હતી. અને તેથી તેનો દેખાવ વિકૃત, બેડોળ અને બીભત્સ હતો. તેની આંખો શીર્ષઘટી—મસ્તકરૂપ ઘટિકાથી બહાર નીકળેલી તથા વિકૃત અને જોવામાં બીભત્સ હતી. તેના કાન સૂપડાના ખંડ જેવા, બેડોળ તથા બીભત્સ દેખાવવાળા હતા.
તેની નાસિકા ઘેટાની નાસિકા જેવી હતી. તેના નાસિકાપુટ મોટા મોટા છિદ્રોવાળા અને બે ચુલની સમાન હતા. તેની મૂછો ઘોડાની પૂછ જેવી, કપિલવર્ણની અને વિકૃત તથા બીભત્સ હતી. તેના ઓષ્ઠ ઊંટના ઓષ્ઠ જેવા લાંબા હતા. તેના દાંત હળની કોદાળી સરખા હતા. તેની જીભ સૂપડાના ટુકડા સરખી હતી. વિકૃત અને જોવામાં બીભત્સ હતી. તેની બે દાઢો હળના અગ્રભાગ જેવી બહાર નીકળેલી

कोट्ठिया-संठाण-संठिया दोवि तस्स वाहा, निसा-पाहाण-संठाण-संठिया दो वि तस्स अग्ग-हत्था, निसा-लोढ-संठाण-संठियाओ हत्थेसु अंगुलीओ, सिप्पिपुडग-संठिया से नक्खा, ण्हाविय-पसेवओ व्व उरंसि लंबंति दो वि तस्स थणया, पोट्टं अयकोट्ठओ व्व वट्टं, पाण-कलंदसरिसा से नाही, सिक्कगसंठणसंठिया से नेत्ते, किण्ण-पुडसंठाणसंठिया दो वि तस्स वसणा, जमलकोट्ठिया-संठाण-संठिया दो वि तस्स ऊरू, अज्जुण-गुट्ठं व तस्स जाणूइं कुडिल-कुडिलाइं विगय-वीभच्छ-दंसणाइं, जंघाओ कक्खडीओ लोमेहिं उवच्चियाओ, अहरी-संठाण-संठिया दोऽवि तस्स पाया, अहरी-लोढ-संठाण-संठियाओ पाएसु अंगु-लीओ, सिप्पि-पुड-संठिया से नक्खा।

હતી. તેના ગાલો (કડાઈ) ખાડાથી યુક્ત, ધાવાળા કઠોર અને વિકરાળ હતા. તેના ખભા મૃદંગના આકાર જેવા અને તેની છાતી નગરના કમાડ જેવી પહોળી હતી. તેના બે હાથ કોઠીના આકાર જેવા હતા અને હાથના અગ્રભાગ દાળ વાટવાની શિલા જેવા હતા. તેના હાથની આંગળીઓ દાળ વાટવાના પથ્થર જેવી હતી. તેના નખો છીપના દળના જેવી આકૃતિવાળા હતા. તેનાં બંને સ્તનો હજામની કોથળીની પેઠે વક્ષઃસ્થળ ઉપર લટકતાં હતાં. તેનું પેટ લોઢાની કોઠી જેવું ગોળ હતું. તેની નાભિ કાંજીના કૂંડા જેવી હતી. તેના નેત્રો શીકાની જેવી આકૃતિવાળા હતા અને તેના બંને વૃષણ-અંડકોશ ભરેલી બે ગુણીની આકૃતિવાળા હતા. તેના બંને સાથળ સાથે રહેલા બે કોઠીઓની આકૃતિ જેવા હતા. તેના ઢીંચણ એક અર્જુન જાતના વૃક્ષના ગુચ્છા જેવા અત્યંત વાંકા વિકૃત અને બીભત્સ દેખાવવાળા હતા. તેની જાંઘ કઠણ અને રોગો વડે વ્યાપ્ત હતી. તેના બંને પગ ચટણી વાટવાના પથ્થર જેવા હતા. નખો છીપના દળ જેવા હતા.

१०१. लडह-मडह-जाणुए विगय-भग्ग-भुग्ग-भुमए अवदालिय-वयण-विवर-निल्लालियग्गजीहे, सरड-कय-मालियाए, उंदुर-माला-परिणद्ध-सुकयचिंधे, नउल-कय-कण्ण-पूरे, सप्प-कय-वेगच्छे,

તે ગાડાની પાછળના ભાગનાં લાકડાં સરખા અને અપ્રશસ્ત ઢીંચણવાળો હતો. બેડોળ, ભાંગેલ અને વાંકી ભમરવાળો હતો. અવદારિત–પહોળું કરેલું મુખરૂપી વિવરમાંથી એની જીભ બહાર નીકળેલી હતી. એના

अप्फोडंते, अभिगज्जंते, भीम-मुक्क-ट्टट्टहासे, नाणा-विह-पंच-वण्णेहिं लोमेहिं उवचिए एगं महं नीलुप्पल-गवल-गुलिय-अयसि-कुसुम-प्पगासं असिं खुर-धारं गहाय, जेणेव पोसह-साला, जेणेव कामदेवे समणोवासए, तेणेव उवागच्छइ, २ त्ता आसु-रत्ते रुट्ठे-कुविए चंडिक्किए मिसिमिसि-यमाणे कामदेवं समणोवासयं एवं वयासी—"हं भो कामदेवा! समणो-वासया! अपत्थिय-पत्थिया! दुरंत-पंत-लक्खणा! हीण-पुण्ण-चाउद्द-सिया! हिरि-सिरी-धिइ-कित्ति-परि-वज्जिया! धम्मकामया! पुण्णका-मया! सग्गकामया! मोक्खकामया! धम्मकंखिया! पुण्णकंखिया! सग्ग-कंखिया! मोक्खकंखिया! धम्म-पिवासिया! पुण्णपिवासिया! सग्ग-पिवासिया! मोक्खपिवासिया! नो खलु कप्पइ तव देवाणुप्पिया! जं सीलाइं वयाइं वेरमणाइं पच्च-क्खाणाइं पोसहोववासाइं चालित्तए वा, खोभित्तए वा, खंडित्तए वा, भंजित्तए वा, उज्झित्तए वा, परिच्च-इत्तए वा, तं जइ णं तुमं अज्ज सीलाइं जाव पोसहोववासाइं न छड्डेसि न भंजेसि, तो तं अहं अज्ज इमेणं नीलुप्पल जाव असिणा खंडा-खंडि करेमि, जहा णं तुमं देवाणुप्पिया,

માથા ઉપર શરટોની માળા હતી, જેણે નોળિયાના કર્ણપુર–કાનતું આભૂષણ ધારણ કરેલું હતું. અને સાપનું વૈકક્ષ–ઉત્તરાસંગ કરેલું હતું. તે કરાસ્ફોટ કરી રહ્યો હતો. ભયંકર અટ્ટહાસ્ય કરી રહ્યો હતો. તેનું શરીર અનેક પ્રકારના પાંચ વર્ણવાળા રોમો વડે વ્યાપ્ત હતું. એવો ભયંકર તે પિશાચ એક મોટી નીલકમળ, પાડાનાં શિંગડાં, ગુલિકા-ગળી અને અળસીનાં ફૂલ જેવી, ક્ષુરધાર–તીક્ષ્ણ ધારવાળી તલવારને ગ્રહણ કરીને જ્યાં કામદેવ શ્રમણોપાસક હતો, ત્યાં આવ્યો. આવીને ગુસ્સે થયેલો, કુપિત, તીવ્ર ક્રોધવાળો અને મીસ-મીસ કરતો કામદેવ શ્રમણોપાસકને આ પ્રમાણે કહેવા લાગ્યો: અરે મરણની કામના કરનાર! દુષ્ટ પરિણામ-વાળા અને કુલક્ષણી (ખોટાં લક્ષણોવાળા) હીનપુણ્ય–ચાતુર્દશિક–અધૂરી કાળીચૌદશી-એ જન્મેલા, લજ્જા, શોભા, ધૈર્ય અને કીર્તિથી રહિત! ધર્મની ઇચ્છાવાળા! પુણ્યની ઇચ્છાવાળા! સ્વર્ગની ઇચ્છાવાળા! મોક્ષની ઇચ્છાવાળા! ધર્મના કાંક્ષી! પુણ્યના કાંક્ષી! સ્વર્ગના કાંક્ષી! મોક્ષના કાંક્ષી! ધર્મની પિપાસા રાખનાર, પુણ્યની પિપાસા રાખનાર, સ્વર્ગના પિપાસુ! મોક્ષના પિપાસુ! કામદેવ શ્રમણોપાસક! દેવાનુપ્રિય! શીલો, અણુવ્રતો, દિશાવ્રત વગેરે વિરમણ, પચ્ચક-ખાણ–પ્રત્યાખ્યાન અને પોષધોપવાસથી ચલિત થવું, ક્ષોભ પામવું, એમનું ખંડન કરવું, ભાંગવું, મૂકી દેવું, અને સર્વથા ત્યાગ

अट्ट-दुहट्ट-वसट्टे अकाले चेव जीवियाओ ववरोविज्जसि ।"

કરવું, તને કલ્પતો નથી. પણ જો તું આજે શીલ યાવત્ પોષધોપવાસ છોડીશ નહિ કે ભાંગીશ નહિ તો આજે આ નીલકમલ જેવી યાવત્ તલવાર વડે તારા ટુકડેટુકડા કરી નાખીશ. જેથી હે દેવાનુપ્રિય! તું આર્તધ્યાનની દુર્ઘટ–અત્યંત પરાધીનતાથી પીડિત થઈ અકાળમાં જ જીવનથી રહિત થઈ જશે. એટલે મરણ પામશે.

१०२. तए णं से कामदेवे समणोवासए तेणं देवेणं पिसाय-रूवेणं एवं वुत्ते समाणे, अभीए, अत्तत्थे, अणुव्विग्गे, अक्खुभिए, अचलिए, असंभंते, तुसिणीए धम्म-ज्झाणोवगए विहरइ ।

ત્યાર બાદ તે પિશાચરૂપ દેવે આ પ્રમાણે કહેવા છતાં તે કામદેવ શ્રમણોપાસક અભીત–ભયભીત થયા સિવાય, અત્રસ્ત–ત્રાસ પામ્યા વગર, ઉદ્વેગરહિત, અક્ષુભિત–ક્ષોભ-રહિત, અચલિત, અસંભ્રાન્ત, નિશ્ચલ, તૂષ્ણીક-મૌન રહી ધર્મધ્યાનમાં સ્થિર રહે છે.

१०३. तए णं से देवे पिसाय-रूवे कामदेवं समणोवासयं अभीयं जाव धम्म-ज्झाणोवगयं विहरमाणं पासइ, पासित्ता दोच्चंपि तच्चंपि कामदेवं एवं वयासी—"हं भो ! कामदेवा ! समणोवासया ! अपत्थियपत्थिया ! जइ णं तुमं अज्ज जाव ववरोविज्जसि ।

ત્યારે તે પિશાચરૂપ દેવ, કામદેવ શ્રમણો-પાસકને નિર્ભય યાવત્ ધર્મધ્યાનમાં સ્થિર જુએ છે. જોઈને બીજી વાર પણ કામદેવને એ પ્રમાણે કહે છેઃ અપ્રાર્થિતની પ્રાર્થના કરનાર હે કામદેવ! જો તું આજે શીલવ્રત વગેરેનો ત્યાગ નહિ કરે તો તું યાવત્ જીવનથી મુક્ત થઈશ.

१०४. तए णं से कामदेवे समणोवासए तेणं देवेणं दोच्चंपि तच्चंपि एवं वुत्ते समाणे, अभीए जाव धम्म-ज्झाणो-वगए विहरइ ।

ત્યાર બાદ તે કામદેવ શ્રમણોપાસકને દેવ બીજી વાર અને ત્રીજી વાર પણ એ પ્રમાણે કહે છે. તો પણ કામદેવ ભયભીત થયા સિવાય યાવત્ ધર્મધ્યાનમાં સ્થિર રહે છે.

१०५. तए णं से देवे पिसाय-रूवे कामदेवं समणोवासयं अभीयं जाव विहरमाणं पासइ, पासित्ता आसुरत्ते ५ ति-वलियं भिउडिं निडाले साहट्टु, कामवंदे समणोवासयं नीलुप्पल जाव असिणा खंडाखंडिं करेइ।

ત્યાર બાદ તે પિશાચરૂપ દેવ કામદેવ શ્રમણોપાસકને નિર્ભીક રહેલો જુએ છે. જોઈને ગુસ્સે થઈ ત્રિવલીયુક્ત (ત્રણ વળિયાંવાળી) ભમર લલાટ ઉપર કરીને કામદેવ શ્રમણોપાસકના નીલકમળ જેવી યાવત્ તલવાર વડે ટુકડે-ટુકડા કરે છે.

१०६. तए णं से कामदेवे समणोवासए तं उज्जलं जाव दुरहियासं वेयणं सम्मं सहइ जाव अहियासेइ।

ત્યાર પછી તે કામદેવ શ્રમણોપાસક આ ઉજ્જવલ–તીવ્ર યાવત્ દુસ્સહ વેદનાને સમ્યક્ પ્રકારે યાવત્ સહન કરે છે.

१०७. तए णं से देवे पिसाय-रूवे कामदेवं समणोवासयं अभीयं जाव विहरमाणं पासइ, पासित्ता जाहे नो संचाएइ कामदेवं समणोवासयं निग्गंथाओ पावयणाओ चालित्तए वा खोभित्तए वा विपरिणामित्तए वा, ताहे संते तंते परितंते सणियं सणियं पच्चोसक्कइ, पच्चोसक्कित्ता, पोसह-सालाओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता दिव्वं पिसाय-रूवं विप्पजहइ, विप्पजहित्ता एगं महं दिव्वं हत्थि-रूवं विउव्वइ, सत्तंग-पइट्ठियं सम्मं संठियं सुजायं, पुरओ उदग्गं पिट्ठओ वराहं, अया-कुच्छि अलंब-कुच्छि पलंब-लंबोदराधर-करं अब्भुग्गय-मउल-मल्लिया-विमल-धवल-दंतं कंचण-कोसी-पविट्ठ-दंतं, आणामियचाव-ललिय-संवल्लियग्ग-सोण्डं कुम्मपडि-

ત્યાર બાદ પણ તે પિશાચરૂપ દેવ, કામદેવ શ્રમણોપાસકને નિર્ભય રહેલો જુએ છે. જોઈને જ્યારે તે કામદેવ શ્રમણોપાસકને નિર્ગ્રન્થ–પ્રવચનથી ચલાયમાન કરવાને ક્ષોભ પમાડવાને, વિપરિણામ–અન્યથા પરિણામ કરવાને શક્તિમાન થતો નથી ત્યારે શ્રાન્ત થયેલો–થાકેલો, અત્યન્ત થાકેલો ધીમેધીમે પાછા ફરે છે. પાછો ફરી પોષધશાલાથી બહાર નીકળે છે. બહાર નીકળીને દિવ્ય પિશાચના રૂપનો ત્યાગ કરે છે. ત્યાગ કરીને એક મોટું હાથીનું રૂપ વિકુર્વે છે. તે હાથી આ પ્રકારનો હતો: તેના સાત અંગ (ચાર પગ, સૂંડ, પૂંછ અને લિંગ) પૃથ્વી પર લાગેલાં હતાં. તે સમ્યક્ સંસ્થિત સુંદર આકૃતિવાળો હતો. પૂરા દિવસે જન્મેલો, આગળથી ઊંચો અને પાછળથી વરાહના જેવો હતો. અજાના જેવું પેટવાળો, અલમ્બ-કુક્ષિ–જેનું પેટ લાંબું નથી એવું, લંબોદર–

पुण्ण-चलणं वीसइ-नक्खं अल्लीण-पमाण-जुत्त-पुच्छं ।

ગણેશની પેઠે લાંબા હોઠ અને સૂંઢવાળો, અને મુકુલાવસ્થાને પ્રાપ્ત થયેલા મલ્લિકા—મોગરાનાં પુષ્પની પેઠે સ્વચ્છ અને ધોળા દાંતવાળો હતો. તેના દાંતો સુવર્ણની કોશી—ખોળીમાં પ્રવિષ્ટ હતા. તેની સૂંઢનો અગ્રભાગ કંઈક નમાવેલ ધનુષની પેઠે લલિત—ચેષ્ટાવાળો અને સંવેલ્લિત—સંકુચિત હતો. તેના પગો કાચબાની જેમ પરિપૂર્ણ હતા. વીશ નખવાળો સંગત અને પ્રમાણયુક્ત પુચ્છવાળો એવો તે હાથી હતો.

१०८. मत्तं मेहमिव गुल-गुलेंतं, मण-पवण-जइण-वेगं, दिव्वं हत्थिरूवं विउव्वइ, विउव्वित्ता जेणेव पोसह-साला, जेणेव कामदेवे समणोवासए तेणेव उवागच्छइ, उवागच्छित्ता कामदेवं समणोवासयं एवं वयासी—"हं भो! कामदेवा! समणोवासया! तहेव भणइ जाव न भंजेसि, तो ते अज्ज अहं सोंडाए गिण्हामि, गिण्हित्ता पोसहसालाओ नीणेमि, नीणित्ता उड्ढं वेहासं उव्विहामि, उव्विहित्ता तिक्खेहिं दंत-मुसलेहिं पडिच्छामि, पडिच्छित्ता अहे धरणितलंसि तिक्खुत्तो पाएसु लोलेमि, जहा णं तुमं अट्ट-दुहट्ट-वसट्टे अकाले चेव जीवियाओ ववरोविज्जसि ।

મદોન્મત્ત અને મેઘની પેઠે ગર્જના કરતો હતો. મન અને પવનને જીતનાર તેનો વેગ હતો. એવા દિવ્ય હાથીનું રૂપ તે દેવ વિકુર્વે છે. વિકુર્વીને જ્યાં પોષધશાલા છે અને જ્યાં કામદેવ શ્રમણોપાસક છે ત્યાં આવે છે. આવીને કામદેવ શ્રમણોપાસકને કહે છે: હે કામદેવ! ઇત્યાદિ તેમ જ કહે છે. જેમ પિશાચરૂપે કહ્યું હતું, યાવત્ શીલ વગેરેને ભાંગીશ નહિ તો આજે તને સૂંઢથી ગ્રહણ કરીશ, ગ્રહણ કરીને પોષધ-શાલાથી બહાર લઈ જઈશ. લઈને ઉપર આકાશમાં ફેંકીશ. ફેંકીને તીક્ષ્ણ દાંતરૂપી મુશળો વડે ગ્રહણ કરીશ. ગ્રહણ કરીને નીચે પૃથ્વીના તલ ઉપર ત્રણ વાર પગો વડે રોળીશ. જે રીતે તું આર્ત ધ્યાનની દુર્ઘટ પરાધીનતાથી પીડિત થયેલો અકાળે જીવનથી મુક્ત થઈશ.

| | |
|---|---|
| १०९. तए णं से कामदेवे समणोवासए तेणं देवेणं हत्थि-रूवेणं एवं वुत्ते समाणे, अभीए, जाव विहरइ। | હસ્તીરૂપ દેવે એ પ્રમાણે કહ્યું તો પણ કામદેવ શ્રમણોપાસક ભય પામ્યો નહિ. |
| ११०. तए णं से देवे हत्थि-रूवे कामदेवं समणोवासयं अभीयं जाव विहरमाणं पासइ, २ त्ता दोच्चंपि तच्चंपि कामदेवं समणोवासयं एवं वयासी—"हं भो! कामदेवा! तहेव जाव सो वि विहरइ।" | ત્યાર બાદ તે હસ્તીરૂપ દેવ કામદેવ શ્રમણોપાસકને નિર્ભય રહેલો જુએ છે. જોઈને બીજી વાર અને ત્રીજી વાર પણ કામદેવ શ્રમણોપાસકને એ પ્રમાણે કહે છે: હે કામદેવ! ઇત્યાદિ પૂર્વવત્ વધુ કહેવું યાવત્ તે પણ તેમ જ નિર્ભય જ રહે છે. |
| १११. तए णं से देवे हत्थि-रूवे कामदेवं समणोवासयं अभीयं जाव विहरमाणं पासइ, २ त्ता आसुरुत्ते ४, कामदेवं समणोवासयं सोंडाए गिण्हेइ, २ त्ता उड्ढं वेहासं उव्विहइ २ त्ता तिक्खेहिं दंत-मुसलेहिं पडिच्छइ, २ त्ता अहे धरणि-तलंसि तिक्खुत्तो पाएसु लोलेइ। | ત્યાર પછી તે હસ્તીરૂપ કામદેવ શ્રમણોપાસકને નિર્ભય રહેલો જુએ છે. જોઈને ગુસ્સે થયેલો તે કામદેવ શ્રમણોપાસકને સૂંઢ વડે ગ્રહણ કરે છે. સૂંઢ વડે ગ્રહણ કરીને આકાશમાં ઊંચે ઉછાળે છે. ઉછાળીને તીક્ષ્ણ દન્તરૂપ મુશળો વડે ગ્રહણ કરે છે. ગ્રહણ કરીને, નીચે, પૃથ્વીતળ ઉપર ત્રણ વાર પગો વડે રોળે છે. |
| ११२. तए णं से कामदेवे समणोवासए तं उज्जलं जाव अहियासेइ। | તે કામદેવ શ્રમણોપાસક તે અસહ્ય અસાતારૂપ વેદનાને શાન્તિપૂર્વક સહન કરે છે. |
| ११३. तए णं से देवे हत्थि-रूवे कामदेवं समणोवासयं जाहे नो संचाएइ जाव सणियं-सणियं पच्चोसक्कइ, २ त्ता पोसह-सालाओ पडिणिक्खमइ, २ त्ता दिव्वं हत्थि-रूवं विप्पजहइ, २ त्ता एगं महं दिव्वं सप्प-रूवं विउव्वइ, | ત્યાર બાદ તે હસ્તીરૂપ કામદેવ શ્રમણોપાસકને જ્યારે વ્રતાદિથી ચલાયમાન કરવા શક્તિમાન થતો નથી ત્યારે તે ધીમેધીમે પાછો ખસે છે, પાછો ખસીને પોષધશાલાથી બહાર નીકળે છે. બહાર નીકળીને દિવ્ય હસ્તીરૂપનો ત્યાગ કરે છે. ત્યાગ કરીને |

उग्ग-विसं चंड-विसं घोर-विसं महाकायं मसी-मूसा-कालगं नयण-विस-रोस-पुण्णं, अंजण-पुंजनिगर-प्पगासं, रत्तच्छं लोहिय-लोयणं जमल-जुयल-चंचल-जीहं, धरणी-यल-वेणीभूयं, उक्कड-फुड-कुडिल-जडिल-कक्कस-वियड-फडाडोव-करण-दच्छं, लोहागर-धम्ममाण-धमधमेंत-घोसं, अणागलिय-तिव्व-चंडरोसं सप्प-रूवं विउव्वइ, विउव्वित्ता जेणेव पोसह-साला जेणेव कामदेवे समणोवासए, तेणेव उवागच्छइ, उवागच्छित्ता कामदेवं समणोवासयं एवं वयासी—"हं भो! कामदेवा! समणोवासया! जाव न भंजेसि, तो ते अज्जेव अहं सर-सरस्स कायं दुरुहामि, दुरुहित्ता पच्छिमेणं भाएणं तिक्खुत्तो गीवं वेढेमि, वेढित्ता तिक्खाहिं विस-परिगयाहिं दाढाहिं उरंसि चेव निकुट्टेमि, जहा णं तुमं अट्ट-दुहट्ट-वसट्टे अकाले चेव जीवियाओ ववरोविज्जसि।

એક મોટા દિવ્ય સાપના રૂપની વિક્રિયા કરે છે. તેનું વર્ણન આ પ્રમાણે છે: તે સર્પ ઉગ્રવિષવાળો, ચંડ—તીવ્રવિષવાળો, ઘોરવિષવાળો, મોટા શરીરવાળો, મશી અને મૂસા જેવો કાળો, નયનવિષ-દષ્ટિમાં વિષવાળો અને રોષથી ભરાયેલો હતો. એના શરીરનો વર્ણ અંજનના ઢગલાના સમૂહ જેવો દેખાતો હતો. એની આંખો રાતી હતી. લોચન લાલ હતા. એની સાથે રહેલી બે જિહ્વાઓ અત્યન્ત ચપલ હતી. તે એવો જણાતો હતો. જેમ કે પૃથ્વીની વેણિરૂપ હોય. ઉત્કટ, સ્પષ્ટ, કુટિલવક્ર જટિલ, ભયાનક, કર્કશ, કઠોર, અને વિકટ—વિસ્તીર્ણ—સ્ફટાટોપ-ફણનો આડંબર કરવામાં દક્ષ—નિપુણ હતો. ધમાતી લોહાકર—લોઢાની ભઠ્ઠીની જેમ 'ધમ ધમ' એવા પ્રકારનો શબ્દ કરી રહ્યો હતો. રોકવાને અશક્ય એવા તીવ્ર-અત્યંત પ્રચંડ રોષથી યુક્ત હતો. તે દેવે આવા સર્પના રૂપની વિક્રિયા કરી. તત્પશ્ચાત્ જ્યાં પોષધશાલા હતી અને જ્યાં કામદેવ શ્રમણોપાસક હતો, ત્યાં આવ્યો. આવીને તેણે કામદેવ શ્રમણોપાસકને એ પ્રમાણે કહ્યું: કામદેવ શ્રમણોપાસક! જો તું શીલ વગેરેને ભાંગીશ નહિ તો હું આજે તારા શરીર ઉપર સર સર ચડી જઈશ. ચડીને પૂંછડા વડે તારી ગ્રીવાને વીંટી લઈશ. વીંટીને તીક્ષ્ણ અને વિષથી વ્યાપ્ત દાઢો વડે તારી છાતીમાં પ્રહાર કરીશ. જેથી તું આર્તધ્યાનની અત્યન્ત પરાધીનતાથી પીડિત

થઈ અકાળે મરણ પામશે. તે કામદેવ શ્રમણોપાસક તે સર્પરૂપ થયેલા દેવે એ પ્રમાણે કહ્યું તો પણ નિર્ભય થઈને યાવત્ વિહરે છે. તે દેવ પણ તેને બીજી વાર અને ત્રીજી વાર પણ એમ જ કહે છે. કામદેવ પણ યાવત્ નિર્ભય રહે છે.

११४. तए णं से देवे सप्परूवे कामदेवं समणोवासयं अभीयं जाव पासइ, पासित्ता आसुरुत्ते ४ कामदेवस्स समणोवासयस्स सरसरस्स कायं दुरूहइ, दुरूहित्ता पच्छिम-भाएणं तिक्खुत्तो गीवं वेढेइ, वेढित्ता तिक्खाहिं विसपरिगयाहिं दाढाहिं उरंसि चेव निक्कुट्टेइ।

ત્યાર બાદ તે સર્પરૂપ દેવ, કામદેવ શ્રમણોપાસકને ભયરહિત જુએ છે. જોઈને ગુસ્સે થયેલો તે યાવત્ કામદેવ શ્રમણોપાસકના શરીર ઉપર સર-સર ચઢે છે. ચઢીને પૂંછડા વડે ડોકને ત્રણ વાર વીંટે છે. વીંટીને તીક્ષ્ણ અને વિષયુક્ત દાઢો વડે છાતીમાં ડંખ મારે છે.

११५. तए णं से कामदेवे समणोवासए तं उज्जलं जाव अहियासेइ।

ત્યારે કામદેવ શ્રમણોપાસક તે ઉગ્ર અને દુસ્સહ વેદનાને શાન્તિપૂર્વક સહન કરે છે.

११६. तए णं से देवे सप्परूवे कामदेवं समणोवासयं अभीयं जाव पासइ, पासित्ता जाहे नो संचाएइ कामदेवं समणोवासयं निग्गंथाओ पावयणाओ चालित्तए वा खोभित्तए वा ताहे संते ३ सणियं-सणियं पच्चोसक्कइ, पच्चोसक्कित्ता पोसहसालाओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता दिव्वं सप्परूवं विप्पजहइ, विप्पजहित्ता एगं महं दिव्वं देवरूवं विउव्वइ।

ત્યાર પછી તે સર્પરૂપ દેવ, કામદેવ શ્રમણોપાસકને નિર્ભય રહેલો જુએ છે. જોઈને જ્યારે તે કામદેવ શ્રમણોપાસકને નિર્ગ્રન્થ પ્રવચનથી ચલાયમાન કરવા, ક્ષોભ પમાડવા અને વિપરિણત કરવાને શક્તિમાન થતો નથી ત્યારે તે થાકી જાય છે અને ધીમે ધીમે ત્યાંથી ખસે છે. ખસીને પોષધશાલાથી બહાર નીકળે છે. નીકળીને દિવ્ય સર્પરૂપનો ત્યાગ કરે છે અને એક મોટા દિવ્ય દેવરૂપની વિક્રિયા કરે છે.

११७. हार-विराइय-वच्छं जाव दस दिसाओ उज्जोवेमाणं पभासेमाणं पासाईयं दरिसणिज्जं अभिरूवं पडिरूवं दिव्वं देवरूवं विउव्वइ, विउव्वित्ता कामदेवस्स समणोवासयस्स पोसहसालं अणुप्पविसइ, अणुप्पविसित्ता अंतलिक्खपडिवन्ने सखिखिणियाइं पंचवण्णाइं वत्थाइं पवर-परिहिए कामदेवं समणोवासयं एवं वयासी—"हं भो! कामदेवा समणोवासया! धन्नेसि णं तुमं, देवाणुप्पिया! संपुण्णे कयत्थे कय-लक्खणे सु-लद्धे णं तव, देवाणुप्पिया! माणुस्सए जम्मजीवियफले, जस्स णं तव निग्गंथे पावयणे इमेयारूवा पडिवत्ती लद्धा पत्ता अभिसमण्णागया। एवं खलु देवाणुप्पिया! सक्के देविंदे देवराया जाव सक्कंसि सीहासणंसि चउरासीईए सामाणियसाहस्सीणं जाव अन्नेसिं च बहूणं देवाण य देवीण य मज्झगए एवमाइक्खइ ४—"एवं खलु देवा! जंबुद्दीवे दीवे भारहे वासे चम्पाए नयरीए कामदेवे समणोवासए पोसहसालाए पोसहिए बंभयारी जाव दब्भसंथारोवगए समणस्स भगवओ महावीरस्स अंतियं धम्मपण्णत्तिं उवसंपज्जित्ताणं विहरइ। नो खलु से सक्का केणइ देवेण वा दाणवेण वा जाव गंधव्वेण वा निग्गंथाओ पावयणाओ चालित्तए

તે દેવનું રૂપ આ પ્રમાણે હતું: હાર વડે તેનું વક્ષ:સ્થલ સુશોભિત હતું. યાવત્ તે દશદિશાઓને ઉદ્દ્યોતિત અને પ્રકાશિત કરી રહ્યું હતું. જોનારને પ્રસન્નતા ઉત્પન્ન કરતું હતું. દર્શનીય, મનોજ્ઞ, પ્રતિરૂપ, વિશિષ્ટ રૂપવાળું હતું. એવું રૂપ વિકુર્વીને તે દેવ કામદેવ શ્રમણોપાસકની પોષધશાલામાં પ્રવેશ કરે છે. પ્રવેશ કરીને આકાશમાં સ્થિત થાય છે. તેણે ઘૂઘરીઓ સહિત પાંચ વર્ણવાળાં વસ્ત્રો સારી રીતે પહેરેલાં હતાં. તેણે કામદેવ શ્રમણોપાસકને આ પ્રમાણે કહ્યું: કામદેવ શ્રમણોપાસક! તું ધન્ય છે. દેવાનુપ્રિય! તું પુણ્યશાળી, કૃતાર્થ અને કૃતલક્ષણ (પોતાના શરીરનાં લક્ષણો—ચિહ્નોને સફળ કરનાર) છે. દેવાનુપ્રિય! તેં મનુષ્યજન્મનું અને જીવનનું ફળ સારી રીતે પ્રાપ્ત કર્યું છે. માનવજન્મ અને જીવનને સફળ બનાવ્યું છે. તને નિર્ગ્રન્થ પ્રવચન પ્રત્યે આ આવા પ્રકારની શ્રદ્ધા લબ્ધ થઈ, પ્રાપ્ત થઈ અને જીવનમાં ઊતરી. એ પ્રમાણે—ખરેખર હે દેવાનુપ્રિય! શક્ર, દેવેન્દ્ર દેવરાજ યાવત્ શક્રનામક સિંહાસન ઉપર બેસીને ચોરાશી હજાર સામાનિક દેવો યાવત્ બીજા ઘણા દેવો અને દેવીઓના મધ્યમાં (તમારી પ્રશંસા કરતાં) આ પ્રમાણે કહે છે: હે દેવો! ખરેખર જંબુદ્વીપનામક દ્વીપમાં ભરતક્ષેત્રને વિશે, ચંપાનગરીમાં કામદેવ શ્રમણોપાસક પોષધશાલામાં પોષધ અંગીકાર કરી બ્રહ્મચર્યયુક્ત યાવત્ દર્ભના

वा खोभित्तए वा विपरिणामित्तए वा।"

સંથારા ઉપર બેસીને શ્રમણ ભગવાન મહાવીરની પાસેથી પ્રાપ્ત કરેલી ધર્મપ્રજ્ઞપ્તિને સ્વીકારીને વિહરે છે. ખરેખર કોઈ દેવ, દાનવ યાવત્ ગન્ધર્વ પણ તેને નિર્ગ્રન્થ-પ્રવચનથી ચલાયમાન કરવાને, ક્ષોભ પમાડવાને કે વિપરિણત કરવાને સમર્થ નથી.

११८. तए णं अहं सक्कस्स देविंदस्स देवरण्णो एयमट्ठं असद्दहमाणे ३ इहं हव्वमागए। तं अहो णं देवाणुप्पिया! इड्ढी ६ लद्धा ३, तं दिट्ठा णं देवाणुप्पिया! इड्ढी जाव अभिसमन्नागया। तं खामेमि णं, देवाणुप्पिया! खमंतु मज्झ देवाणुप्पिया! खंतुमरहंति णं देवाणुप्पिया! नाइं भुज्जो करणयाए" त्ति कट्टु पायवडिए पंजलिउडे एयमट्ठं भुज्जो-भुज्जो खामेइ, खामित्ता जामेव दिसं पाउब्भूए तामेव दिसं पडिगए।

આવી તમારી પ્રશંસા સાંભળી હું દેવેન્દ્ર દેવરાજ શક્રની એ વાત ઉપર શ્રદ્ધા, રુચિ અને પ્રતીતિ નહિ કરતો શીઘ્ર અહીં આવ્યો. અહો દેવાનુપ્રિય! તમે મને ક્ષમા આપો. હે દેવાનુપ્રિય! તમે મને ક્ષમા આપવાને યોગ્ય છો. હું ફરીથી એમ કરીશ નહિ, એમ કહીને તે દેવ કામદેવ શ્રમણોપાસકના પગોમાં પડ્યો અને હાથ જોડીને તેણે જે કર્યું હતું તેને માટે વારંવાર ખમાવ્યું. ખમાવીને જે દિશાથી આવ્યો હતો તે દિશાએ ચાલ્યો ગયો.

११९. तए णं से कामदेवे समणोवासए "निरुवसग्गं" इइ कट्टु पडिमं पारेइ।

પછી તે કામદેવ શ્રમણોપાસક પોતાને ઉપસર્ગરહિત જાણીને પ્રતિમાને પારે છે.

१२०. तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे जाव विहरइ।

તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન મહાવીર વિચરતા હતા. એટલે ચંપા-નગરીથી બહાર ઉદ્યાનમાં વિરાજતા હતા.

१२१. तए णं से कामदेवे समणोवासए इमीसे कहाए लद्धट्ठे समाणे "एवं खलु समणे भगवं महावीरे जाव

ત્યાર બાદ તે કામદેવ શ્રમણોપાસકને આ વાતની જાણ થઈ કે શ્રમણ ભગવાન મહાવીર યાવત્ વિચરી રહ્યા છે, તો મારે શ્રમણ

विहरइ, तं सेयं खलु मम समणं भगवं महावीरं वंदित्ता नमंसित्ता तओ पडिणियत्तस्स पोसहं पारित्तए" त्ति कट्टु एवं संपेहेइ, सुद्ध-प्पावेसाइं वत्थाइं जाव अप्प-महग्घ जाव मणुस्स-वग्गुरा परिक्खित्ते सयाओ गिहाओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता चम्पं नगरिं मज्झं-मज्झेणं निगच्छइ, निग्गच्छित्ता जेणेव पुण्णभद्दे चेइए जहा संखो जाव पज्जुवासइ।

ભગવાન મહાવીરને વંદન-નમસ્કાર કરીને અને ત્યાંથી પાછા આવીને પોષધ પારવો જોઈએ, એ જ શ્રેયસ્કર છે, એમ વિચારીને તે શુદ્ધ અને પ્રવેશ યોગ્ય–બહાર જવા યોગ્ય વસ્ત્રો પહેરે છે, યાવત્ અલ્પ અને મહામૂલ્ય અલંકાર પહેરી જનસમૂહથી વીંટાયેલો પોતાના ઘરથી બહાર નીકળે છે, નીકળીને ચંપાનગરીના મધ્યમાં જાય છે. જઈને જ્યાં પૂર્ણભદ્ર ચૈત્ય છે ત્યાં આવે છે, યાવત્ શંખની પેઠે પર્યુપાસના કરે છે.

१२२. तए णं समणे भगवं महावीरे कामदेवस्स समणोवासयस्स तीसे य जाव धम्मकहा समत्ता।

ત્યાર બાદ શ્રમણ ભગવંત મહાવીરે કામદેવ શ્રમણોપાસકને અને તે અત્યંત મોટી પરિષદને ધર્મકથા કહી, યાવત્ ધર્મકથા સમાપ્ત થઈ.

१२३. "कामदेवा" इ समणे भगवं महावीरे कामदेवं समणोवासयं एवं वयासी—"से नूणं, कामदेवा! तुब्भं पुव्वरत्तावरत्तकालसमयंसि एगे देवे अंतिए पाउब्भूए। तएणं से देवे एगं महं दिव्वपिसाय-रूवं विउव्वइ, विउव्वित्ता आसुरुत्ते ४ एगं महं नीलुप्पल जाव असिं गहाय तुमं एवं वयासी—"हंभो कामदेवा! जाव जीवियाओ ववरोविज्जसि,' तं तुमं तेणं एवं वुत्ते समाणे अभीए जाव विहरसि"। एवं वण्णग-रहिया तिण्णि वि उवसग्गा तहेव पडिउच्चारेयव्वा जाव

'હે કામદેવ' એમ સંબોધન કરી શ્રમણ ભગવંત મહાવીરે કામદેવ શ્રમણોપાસકને આ પ્રમાણે કહ્યું: કામદેવ! ખરેખર મધ્યરાત્રિના સમયે તારી પાસે એક દેવ પ્રગટ થયો હતો. તે પછી તે દેવે એક મોટું પિશાચનું રૂપ વિકુર્વ્યું, વિકુર્વીને ગુસ્સે થયેલા તેણે એક મોટી નીલકમળના જેવી તલવાર ગ્રહણ કરી તને આ પ્રમાણે કહ્યું: હે કામદેવ! તું યાવત્ જીવનથી મુક્ત થઈ જઈશ. તે દેવે તને આ પ્રમાણે કહ્યું, તો પણ તું નિર્ભય રહ્યો. એમ વર્ણનરહિત ત્રણે ઉપસર્ગો અહીં ફરીથી કહેવા યાવત્ તું વિચલિત ન થયો ત્યારે દેવ પાછો ગયો.

| | |
|---|---|
| देवो पडिगओ। "से नूणं कामदेवा! अट्ठे समट्ठे?" "हंता, अत्थि"। | કામદેવ! આ અર્થ સમર્થ-યથાર્થ છે? કામદેવે કહ્યું: હા, યથાર્થ છે. |
| १२४. "अज्जो" इ समणे भगवं महावीरे बहवे समणे निग्गंथे य निग्गंथीओ य आमंतेत्ता एवं वयासी—"जइ ताव, अज्जो! समणोवासगा गिहिणो गिहमज्झावसंता दिव्व-माणुस-तिरिक्ख-जोणिए उवसग्गे सम्मं सहंति जाव अहियासेंति, सक्का पुणाइं, अज्जो! समणेहिं निग्गंथेहिं दुवालसंग-गणि-पिडगं अहिज्जमाणेहिं दिव्व-माणुस-तिरिक्ख-जोणिए सम्मं सहित्तए जाव अहियासित्तए। | શ્રમણ ભગવંત મહાવીરે 'હે આર્યો' એમ સંબોધીને ઘણા શ્રમણ નિર્ગ્રન્થો અને નિર્ગ્રન્થીઓને આ પ્રમાણે કહ્યું: હે આર્યો! જો ગૃહવાસમાં રહેતા ગૃહસ્થ શ્રમણોપાસકો દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી ઉપસર્ગો સમ્યક્ પ્રકારે સહન કરવા સમર્થ છે તો દ્વાદશાંગ ગણિપિટકનું અધ્યયન કરનાર શ્રમણ નિર્ગ્રન્થદેવતા, મનુષ્ય અને તિર્યંચો સંબંધી ઉપસર્ગો યાવત્ વિશેષતઃ સહન કરવા યોગ્ય છે. |
| १२५. तओ ते बहवे समणा निग्गंथा य निग्गंथीओ य समणस्स भगवओ महावीरस्स 'तह'त्ति एयमट्ठं विणएणं पडिसुणेंति। | ત્યારે તે ઘણા શ્રમણ નિર્ગ્રન્થો અને નિર્ગ્રન્થીઓ શ્રમણ ભગવંત મહાવીરના એ અર્થને 'તહ'ત્તિ કહીને વિનયપૂર્વક સ્વીકારે છે. |
| १२६. तए णं से कामदेवे समणोवासए हट्ठ जाव समणं भगवं महावीरं पसिणाइं पुच्छइ, पुच्छित्ता अट्ठमादियइ, समणं भगवं महावीरं तिक्खुत्तो वंदइ नमंसइ, वंदित्ता नमंसित्ता जामेव दिसं पाउब्भूए तामेव दिसं पडिगए। | ત્યાર પછી કામદેવ શ્રમણોપાસક પ્રસન્ન થયો, યાવત્ શ્રમણ ભગવંત મહાવીરને પ્રશ્નો પૂછ્યા. તેઓનો અર્થ ગ્રહણ કર્યો, અને શ્રમણ ભગવંતને ત્રણ વાર વંદન-નમસ્કાર કરીને જે દિશામાંથી આવ્યો હતો તે દિશામાં પાછો ગયો. |
| १२७. तए णं समणे भगवं महावीरे अन्नया कयाइ चम्पाओ पडिणिक्खमइ | તદનન્તર શ્રમણ ભગવાન મહાવીર અન્ય કોઈ દિવસે ચંપાનગરીથી નીકળ્યા અને |

पडिणिक्खमित्ता बहिया जणवय-विहारं विहरइ ।

નીકળી બહાર દેશ-દેશાન્તરમાં વિચરવા લાગ્યા.

१२८. तए णं से कामदेवे समणोवासए पढमं उवासग-पडिमं उवसंपज्जित्ताणं विहरइ ।

ત્યાર પછી કામદેવ શ્રમણોપાસક પ્રથમ શ્રાવકની પ્રતિમાને અંગીકાર કરીને વિહરે છે.

१२९. तए णं से कामदेवे समणोवासए बहूहिं जाव भावेत्ता वीसं वासाइं समणोवासग-परियागं पाउणित्ता, एक्कारस उवासग-पडिमाओ सम्मं काएणं फासित्ता, मासियाए संलेहणाए अप्पाणं भूसित्ता, सट्ठिं भत्ताइं अणसणाए छेदेत्ता, आलोइय-पडिक्कंते, समाहिपत्ते, कालमासे कालं किच्चा, सोहम्मे कप्पे सोहम्म-वडिंसयस्स महा-विमाणस्स उत्तर-पुरत्थिमेणं अरुणाभे विमाणे देवत्ताए उववन्ने ।

ત્યાર બાદ તે કામદેવ શ્રમણોપાસક ઘણાં શીલવ્રતો વગેરેથી આત્માને ભાવિત કરી વીસ વરસ સુધી શ્રમણોપાસક પર્યાયને પાળી, અગિયાર શ્રાવકની પ્રતિમાઓને સમ્યક્ વિધિપૂર્વક કાયા વડે સ્પર્શી એક માસની સંલેખના વડે આત્માને ક્ષીણ કરી સાઠ ભક્ત અણસણ વડે છેદી-વ્યતીત કરી, આલોચના કરી, પ્રતિક્રમણ કરી, સમાધિને પ્રાપ્ત થઈ મૃત્યુના અવસરે કાળ કરી સૌધર્મ દેવલોકમાં સૌધર્માવતંસક મહા-વિમાનની ઉત્તર-પૂર્વ દિશાએ અરુણાભનામક વિમાનમાં દેવરૂપે ઉત્પન્ન થયો.

तत्थ णं अत्थेगइयाणं देवाणं चत्तारि पलिओवमाइं ठिई पण्णत्ता, कामदेवस्स वि देवस्स चत्तारि पलिओवमाइं ठिई पण्णत्ता ।

ત્યાં કેટલાક દેવોની ચાર પલ્યોપમની સ્થિતિ કહી છે. કામદેવ દેવની પણ ચાર પલ્યોપમની સ્થિતિ કહેલી છે.

१३०. "से णं, भंते ! कामदेवे ताओ देवलोगाओ आउ-क्खएणं भव-क्खएणं ठिइ-क्खएणं अणंतरं चयं चइत्ता, कहिं गमिहिइ, कहिं उववज्जिहिइ ?"

ગૌતમ સ્વામી પૂછે છે: હે ભગવન્! કામદેવ તે દેવલોકથી આયુષ્યના ક્ષય થવાથી, ભવના ક્ષય થવાથી, સ્થિતિના ક્ષય થવાથી, અનન્તર ચ્યવી ક્યાં જશે? ક્યાં ઉત્પન્ન થશે?

१३१. "गोयमा ! महाविदेहे वासे सिज्झिहिइ" । निक्खेवो । सत्तमस्स अङ्गस्स उवासगदसाणं बिइयं कामदेवज्झयणं समत्तं ।

ભગવાનનો ઉત્તરઃ હે ગૌતમ! મહાવિદેહ ક્ષેત્રમાં જન્મગ્રહણ કરીને સિદ્ધિ પામશે. નિક્ષેપ પૂર્વવત્ સમજવું.

બીજું અધ્યયન સમાપ્ત.



## અધ્યયન ત્રીજું

# ચુલનીપિતા

१३२. उक्खेवो तइयस्स अज्भयणस्स-एवं खलु जम्बू! तेणं कालेणं तेणं समएणं वाणारसी नामं नयरी। कोट्ठए चेइए। जियसत्तू राया।

ત્રીજા અધ્યયનનો ઉપોદ્ઘાત કહેવો, એટલે જમ્બૂ સ્વામી ભગવાન ગૌતમ સામે જિજ્ઞાસા પ્રગટ કરે છે—ઉપાસકદશાના બીજા અધ્યયનનો અર્થ મેં સાંભળ્યો. પણ ભગવન્તે ત્રીજા અધ્યયનનો શો અર્થ કહેલ છે? ત્યારે સુધર્મા સ્વામી બોલ્યા:
હે જમ્બૂ! તે કાળે અને તે સમયે વારાણસી-નામક નગરી હતી. કોષ્ઠક ચૈત્ય હતું, જિતશત્રુ રાજા હતો.

१३३. तत्थ णं वाणारसीए नयरीए चुलणीपिया नामं गाहावई परिवसइ, अड्ढे, जाव अपरिभूए। सामा भारिया। अट्ठ हिरण्ण-कोडीओ निहाण-पउत्ताओ, अट्ठ वुड्ढि-पउत्ताओ, अट्ठ पवित्थर-पउत्ताओ, अट्ठ वया दसगोसाहस्सिएणं वएणं। जहा आणंदो राईसर जाव सव्व-कज्ज-वड्ढावए यावि होत्था। सामी समोसढे। परिसा निग्गया। चुलणीपियावि, जहा आणंदो तहा निग्गओ। तहेव गिहिधम्मं पडिवज्जइ। गोयम पुच्छा। तहेव सेसं जहा कामदेवस्स जाव पोसह-

તે વારાણસી નગરીમાં ચુલનીપિતા નામક ગૃહપતિ રહે છે. તે ધનાઢ્ય યાવત્ કોઈથી પરાભવ ન પામે તેવો છે. તેને શ્યામા નામની ભાર્યા છે. તેણે આઠ હિરણ્યકોટિ નિધાનમાં મૂકેલી હતી. આઠ હિરણ્યકોટિ વૃદ્ધિ—વ્યાજે મૂકેલી હતી અને આઠ હિરણ્ય-કોટિ ધન-ધાન્યાદિના વિસ્તારમાં રોકેલી હતી. તેને દસ હજાર ગાયોના એક વ્રજના હિસાબે આઠ વ્રજો હતા. તે આનંદની પેઠે રાજા, ઈશ્વર, શેઠ વગેરેને (ઘણાં કાર્યોમાં પૂછવા યોગ્ય) યાવત્ સર્વ કાર્યોનો વધાર-નાર હતો. મહાવીર સ્વામી તે નગરીમાં પધાર્યા. જનસમૂહ દેશના સાંભળવા નીકળ્યા. ચુલનીપિતા પણ આનંદની જેમ નીકળ્યો.

सालाए पोसहिए बंभचारी समणस्स भगवओ महावीरस्स अंतियं धम्म-पण्णत्तिं उवसंपज्जित्ताणं विहरइ ।

અને તેની જ પેઠે ગૃહસ્થધર્મ સ્વીકાર કર્યો. ગૌતમ સ્વામીની પૃચ્છા પૂર્વવત્ જાણવી. (એટલે ગૌતમ સ્વામી ચુલનીપિતા સંબંધે પ્રશ્ન કરે છે કે:) હે ભગવન્! આ ચુલનીપિતા શ્રમણોપાસક આપ દેવાનુ-પ્રિયની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરવા સમર્થ છે, ઇત્યાદિ. શેષ બધું કામદેવની જેમ જાણવું. યાવત્ પોષધશાલામાં પોષધસહિત અને બ્રહ્મચારી (ચુલનીપિતા) શ્રમણ ભગવંત મહાવીરની પાસેથી પ્રાપ્ત ધર્મપ્રજ્ઞપ્તિનો સ્વીકાર કરીને વિહરે છે.

१३४. तए णं से देवे एगं महं नीलुप्पल जाव असिं गहाय चुलणीपियं समणोवासयं एवं वयासी—"हं भो चुलणीपिया! समणोवासया! जहा कामदेवो जाव न भंजेसि, तो ते अहं अज्ज जेट्ठं पुत्तं साओ गिहाओ नीणेमि, नीणित्ता तव अग्गओ घाएमि, घाइत्ता तओ मंससोल्ले करेमि, करेत्ता आदाण-भरियंसि कडाहयंसि अद्दहेमि, अद्दहित्ता तव गायं मंसेण य सोणिएण य आयंचामि, जहा णं तुमं अट्ट-दुहट्ट-वसट्टे अकाले चेव जीवियाओ ववरोविज्जसि ।

ત્યાર બાદ તે ચુલનીપિતા શ્રમણોપાસકની પાસે મધ્યરાત્રિના સમયે એક દેવ પ્રગટ થયો. તે દેવે નીલકમળ જેવી યાવત્ તલવાર લઈને ચુલનીપિતા શ્રમણોપાસકને એ પ્રમાણે કહ્યું: હે ચુલનીપિતા શ્રમણો-પાસક! ઇત્યાદિ જેમ કામદેવને દેવે કહ્યું હતું તે પ્રમાણે કહેવું, યાવત્ વ્રત વગેરેને ભાંગીશ નહિ તો હું આજે તારા જ્યેષ્ઠ પુત્રને તારા પોતાના ઘરથી લાવીશ અને તારા સમક્ષ તેનો ઘાત કરીશ. ઘાત કરીને ત્રણ 'માંસસોલ્લ'—માંસના ટુકડા કરીશ અને આદાન-તેલથી ભરેલા કઢાઈમાં નાખી ઉકાળીશ. ઉકાળીને તારા શરીર ઉપર માંસ, લોહી છાંટીશ. તું આર્તધ્યાનની પરવશતાથી પીડિત થઈ અકાળમાં જ જીવનથી મુક્ત થઈશ.

१३५. तए णं से चुलणीपिया समणोवासए तेणं देवेणं एवं वुत्ते समाणे अभीए जाव विहरइ।

ત્યાર બાદ તે ચુલનીપિતા શ્રમણોપાસક તે દેવે એ પ્રમાણે કહેવા છતાં પણ ભય પામ્યા સિવાય યાવત્ વિહરે છે.

१३६. तए णं से देवे चुलणीपियं समणोवासयं अभीयं जाव पासइ, पासित्ता दोच्चंपि तच्चंपि चुलणीपियं समणोवासयं एवं वयासी—"हंभो चुलणीपिया! समणोवासया!" तं चेव भणइ, सो जाव विहरइ।

ત્યાર પછી તે દેવ ચુલનીપિતા શ્રમણોપાસકને નિર્ભય રહેલો યાવત્ જુએ છે. નિર્ભય રહેલો જોઈને તેણે બીજી વાર, ત્રીજી વાર પણ ચુલનીપિતા શ્રમણોપાસકને એ પ્રમાણે કહ્યું : હે ચુલનીપિતા શ્રમણોપાસક! ઇત્યાદિ તેમ જ કહે છે. અને તે ચુલનીપિતા પણ યાવત્ તેમ જ વિચરે છે—નિર્ભય રહે છે.

१३७. तए णं से देवे चुलणीपियं समणोवासयं अभीयं जाव पासित्ता आसुरुत्ते ४ चुलणीपियस्स समणोवासयस्स जेट्ठं पुत्तं गिहाओ नीणेइ, नीणित्ता अग्गओ घाएइ, घाइत्ता तओ मंससोल्लए करेइ, करेत्ता आदाणभरियंसि कडाहयंसि अद्दहेइ, अद्दहित्ता चुलणीपियस्स समणोवासयस्स गायं मंसेण य सोणिएण य आयंचइ।

ત્યાર પછી ચુલનીપિતા શ્રમણોપાસકને નિર્ભય રહેલો યાવત્ જોઈને ક્રુદ્ધ થયેલો તે દેવ ચુલનીપિતા શ્રમણોપાસકના જ્યેષ્ઠ પુત્રને ઘરથી નીકાળે છે. નીકાળીને તેના સમક્ષ તેનો ઘાત કરે છે. ઘાત કરીને ત્રણ માંસના ટુકડા કરે છે, ટુકડા કરીને તેલથી ભરેલી કઢાઈમાં ઉકાળે છે. ઉકાળીને ચુલનીપિતા શ્રમણોપાસકના શરીર ઉપર માંસ અને રુધિર છાંટે છે.

१३८. तए णं से चुलणीपिया समणोवासए तं उज्जलं जाव अहियासेइ।

ત્યાર બાદ તે ચુલનીપિતા શ્રમણોપાસક ઉજ્જવળ—કેવળ દુઃખરૂપ વેદનાને (યાવત્) સહન કરે છે.

१३९. तए णं से देवे चुलणीपियं समणोवासयं अभीयं जाव पासइ, पासित्ता

ત્યાર પછી તે દેવ ચુલનીપિતા શ્રમણોપાસકને નિર્ભય રહેલો યાવત્ જુએ છે. જોઈને

दोच्चंपि चुलणीपियं समणोवासयं एवं वयासी—"हं भो चुलणीपियां समणोवासया! अपत्थिय-पत्थया! जाव न भंजेसि, तो ते अहं अज्ज मज्झिमं पुत्तं साओ गिहाओ नीणेमि, तव अग्गओ घाएमि" जहा जेट्ठं पुत्तं तहेव भणइ, तहेव करेइ। एवं तच्चंपि कणीयसं जाव अहियासेइ।

તેણે બીજી વાર પણ ચુલનીપિતા શ્રમણોપાસકને એ પ્રમાણે કહ્યું: મરણની પ્રાર્થના કરનાર હે ચુલનીપિતા શ્રમણોપાસક! યાવત્ વ્રત વગેરે તું નહિ ભાંગે તો હું આજે તારા મધ્યમ-વચલા પુત્રને તારા—પોતાના ઘરથી લઈ જઈશ. લઈને તારા સમક્ષ તેનો ઘાત કરીશ. ઇત્યાદિ જેમ જયેષ્ઠ પુત્ર સંબંધે કહ્યું હતું તેમ કહે છે અને તે પ્રમાણે જ કરે છે. એવી જ રીતે ત્રીજા નાના પુત્રના પણ ઘરેથી લાવી ત્રણ ખંડ કરે છે. ચુલનીપિતા તે દુસ્સહ વેદનાને સહન કરે છે. અને ચુલનીપિતાના શરીર ઉપર છાંટે છે.

१४०. तए णं से देवे चुलणीपियं समणोवासयं अभीयं जाव पासइ, पासित्ता चउत्थंपि चुलणीपियं समणोवासयं एवं वयासी—"हंभो चुलणीपिया! समणोवासया! अपत्थिय-पत्थया! ४, जइ णं तुमं जाव न भंजेसि, तओ अहं अज्ज जा इमा तव माया भद्दा सत्थवाही देवय-गुरु-जणणी दुक्कर-दुक्करकारिया, तं ते साओ गिहाओ नीणेमि नीणित्ता तव अग्गओ घाएमि घाइत्ता तओ मंससोल्लए करेमि, करेत्ता आदाण-भरियंसि कडाहयंसि अद्दहेमि, अद्दहित्ता तव गायं मंसेण य सोणिएण य आयंचामि, जहा णं तुमं अट्ट-दुहट्ट-वसट्टे अकाले चेव जीवियाओ ववरोविज्जसि"।

તત્પશ્ચાત્ તે દેવ ચુલનીપિતા શ્રમણોપાસકને નિર્ભય રહેલો જુએ છે. જોઈને તેણે ચોથી વાર પણ ચુલનીપિતા શ્રમણોપાસકને એ પ્રમાણે કહ્યું: મરણની કામના કરનાર હે ચુલનીપિતા શ્રમણોપાસક! જો તું યાવત્ વ્રતાદિને ભાંગીશ નહિ તો આજે હું જે આ તારી માતા ભદ્રા સાર્થવાહી દેવ અને ગુરુસમાન જનની છે. તથા જેણે ગર્ભ-પાલનાદિ રૂપ અત્યંત દુષ્કર કાર્યો કીધાં છે, તેને તારા ઘરથી લાવીશ. લાવી તારી આગળ તેનો ઘાત કરીશ. ઘાત કરીને ત્રણ માંસના ટુકડા કરીશ. અને તેલથી ભરેલાં કઢાયામાં ઉકાળીશ. ઉકાળીને તારા શરીરને માંસ અને લોહી વડે છાંટીશ, જેથી તું આર્તધ્યાનની અત્યંત પરાવશતાથી પીડિત—થઈને અકાળે જ જીવનથી મુક્ત થઈશ.

१४१. तए णं से चुलणीपिया समणोवासए तेणं देवेणं एवं वुत्ते समाणे अभीए जाव विहरइ।

ત્યારે તે ચુલનીપિતા શ્રમણોપાસક તે દેવના એમ કહેવા છતાં પણ નિર્ભય જ રહે છે.

१४२. तए णं से देवे चुलणीपियं समणोवासयं जाव विहरमाणं पासइ, पासित्ता चुलणीपियं समणोवासयं दोच्चंपि तच्चंपि एवं वयासी—"हंभो चुलणीपिया! समणोवासया! तहेव जाव ववरोविज्जसि"।

તે દેવ ચુલનીપિતા શ્રમણોપાસકને નિર્ભય રહેલો જુએ છે, જોઈ ને ચુલનીપિતા શ્રમણોપાસકને બીજી વાર અને ત્રીજી વાર પણ એ પ્રમાણે કહ્યું: હે ચુલનીપિતા શ્રમણોપાસક! ઇત્યાદિ પૂર્વવત્ સમજવું. યાવત્ તું અકાળે જ જીવનથી મુક્ત થઈ જઈશ.

१४३. तए णं तस्स चुलणीपियस्स समणोवासयस्स तेणं देवेणं दोच्चंपि तच्चंपि एवं वुत्तस्स समाणस्स इमेयारूवे अज्झत्थिए ५—"अहो णं इमे पुरिसे अणारिए अणारिय-बुद्धी अणारियाइं पावाइं कम्माइं समायरइ, जे णं ममं जेट्ठं पुत्तं साओ गिहाओ नीणेइ, नीणेत्ता ममं अग्गओ घाएइ, घाइत्ता जहा कयं तहा चिंतेइ, जाव गायं आयंचइ, जे णं ममं मज्झिमं पुत्तं साओ गिहाओ जाव सोणिएण य आयंचइ, जे णं ममं कणीयसं पुत्तं साओ गिहाओ तहेव जाव आयंचइ जा वि य णं इमा ममं माया भद्दा सत्थवाही देवय-गुरु-जणणी दुक्कर-दुक्करकारिया, तं पि य णं इच्छइ साओ गिहाओ नीणेत्ता मम अग्गओ घाएत्तए, तं सेयं खलु ममं एयं पुरिसं गिण्हित्तए" त्ति कट्टु उद्धाइए,

જ્યારે તે દેવે બીજી વાર અને ત્રીજી વાર પણ એ પ્રમાણે કહ્યું. ત્યારે ચુલનીપિતા શ્રમણોપાસકને આવા પ્રકારનો અધ્યવસાય ઉત્પન્ન થયો. અહો, આ પુરુષ અનાર્ય છે, અનાર્ય બુદ્ધિવાળો છે. અને અનાર્યોચિત પાપકર્મ કરે છે, જે મારા જ્યેષ્ઠ પુત્રને મારા પોતાના ઘરથી લઈ આવ્યો અને મારી આગળ ઘાત કર્યો. ઇત્યાદિ જે પ્રમાણે દેવે કર્યું હતું તે બધું ચિન્તવે છે. યાવત્ મારા શરીર ઉપર છંટાવ્યું, અને જે મારા કનિષ્ઠ પુત્રને મારા ઘરથી લઈ આવ્યો ઇત્યાદિ કહેવું, યાવત્ મારા શરીર ઉપર છાંટ્યું છે, આ પુરુષ હવે મ્હારા માટે દેવ, ગુરુ અને જનની રૂપે જે મારી માતા ભદ્રા સાર્થવાહી છે, અત્યંત દુષ્કરને કરનારી છે, તેને પણ મારા ઘરથી લઈને મારી આગળ ઘાત કરવાને ઇચ્છે છે, માટે મારે એ પુરુષને પકડવો યોગ્ય છે. એમ વિચારી તે પકડવા દોડ્યો પણ તે દેવ આકાશમાં ઊડી ગયો.

से वि य आगासे उप्पइए, तेणं च खम्भे आसाइए, महया-महया सद्देणं कोलाहले कए।

ચુલનીપિતાના હાથમાં ઘરનો સ્તંભ–થાંભલો આવ્યો અને તે અત્યંત મોટા શબ્દો વડે કોલાહલ કરવા લાગ્યો.

१४४. तए णं सा भद्दा सत्थवाही तं कोलाहल-सद्दं सोच्चा निसम्म जेणेव चुलणीपिया समणोवासए तेणेव उवागच्छइ, उवागच्छित्ता चुलणीपियं समणोवासयं एवं वयासी—"किण्णं पुत्ता! तुमं महया महया सद्देणं कोलाहले कए?"।

ત્યારે તે ભદ્રા સાર્થવાહી તે કોલાહલને સાંભળી અને સમજીને જ્યાં ચુલનીપિતા શ્રમણોપાસક હતો ત્યાં આવી. આવીને ચુલનીપિતા શ્રમણોપાસકને તેણે એ પ્રમાણે કહ્યું: હે પુત્ર! તેં કેમ ઘણા મોટા શબ્દ વડે કોલાહલ કર્યો?

१४५. तए णं से चुलणीपिया समणोवासए अम्मयं भद्दं सत्थवाहिं एवं वयासी—"एवं खलु अम्मो! न जाणामि के वि पुरिसे आसुरुत्ते ५ एगं महं नीलुप्पल जाव असिं गहाय ममं एवं वयासी—"हंभो चुलणीपिया! समणोवासया! अपत्थिय-पत्थया! ४ वज्जिया, जइ णं तुमं जाव ववरोविज्जसि"।

તે ચુલનીપિતા શ્રમણોપાસકે પોતાની માતા ભદ્રા સાર્થવાહીને આ પ્રમાણે કહ્યું: હે માતા! હું જાણતો નથી. પણ કોઈક પુરુષે ગુસ્સે થઈને નીલકમળ જેવી એક મોટી તલવાર ગ્રહણ કરી મને એમ કહ્યું: 'મરણની કામના કરનાર, હ્રી-લજ્જા, શ્રી-લક્ષ્મી, ધૃતિ અને કીર્તિથી રહિત હે ચુલનીપિતા શ્રમણોપાસક! જો તું વ્રતાદિનો ભંગ નહિ કરીશ તો આજે યાવત્ જીવનથી મુક્ત થઈશ.

१४६. तए णं अहं तेणं पुरिसेणं एवं वुत्ते समाणे अभीए जाव विहरामि।

તે પુરુષે એ પ્રમાણે કહ્યું તો પણ હું નિર્ભય રહ્યો.

१४७. तए णं से पुरिसे ममं अभीयं जाव विहरमाणं पासइ, पासित्ता ममं दोच्चंपि तच्चंपि एवं वयासी—"हंभो चुलणीपिया! समणोवासया! तहेव जाव गायं आयंचइ"।

મને નિર્ભય રહેલો જોઈને તે પુરુષે બીજી વાર અને ત્રીજી વાર પણ એમ કહ્યું: હે ચુલનીપિતા શ્રમણોપાસક! ઇત્યાદિ પૂર્વવત્ કહેવું. યાવત્ તેણે મારા શરીર પર માંસ અને રુધિર છાંટયું.

१४८. तए णं अहं उज्जलं जाव अहिया-सेमि, एवं तहेव उच्चारेयव्वं जाव कणीयसं जाव आयंचइ, अहं तं उज्जलं जाव अहियासेमि।

ત્યાર પછી મેં તે ઉજ્જવળ દુસ્સહ વેદનાને યાવત્ સહન કરી. એ પ્રમાણે પૂર્વોક્ત બધા પાઠનો ઉચ્ચાર કરવો. યાવત્ સૌથી નાના પુત્રને મારીને યાવત્ તેના માંસ અને રુધિર વડે મારા શરીરને છાંટ્યું અને મેં આ બધી ઉજ્જવળ દુસ્સહ વેદના સહન કરી.

१४९. तए णं से पुरिसे ममं अभीयं जाव पासइ, पासित्ता ममं चउत्थंपि एवं वयासी—"हंभो चुलणीपिया समणो-वासया! अपत्थिय-पत्थिया! जाव न भंजेसि, तो ते अज्ज जा इमा माया गुरु जाव ववरोविज्जसि"।

ત્યારે તે પુરુષે મને નિર્ભય રહેલો જોઈને મને ચોથી વાર એ પ્રમાણે કહ્યું: મરણની કામના કરનાર હે ચુલનીપિતા! યાવત્ તું વ્રતાદિનો ભંગ નહિ કરે તો આજે તારી આ માતા જે દેવ ગુરુ અને જનનીરૂપ છે. (તેનો તારી સમક્ષ ઘાત કરીશ, યાવત્ તું આર્તધ્યાનની પરાધીનતાથી પીડિત થયેલો) જીવનથી મુક્ત થઈશ.

१५०. तए णं अहं तेणं पुरिसेणं एवं वुत्ते समाणे अभीए जाव विहरामि।

તે પુરુષે એમ કહ્યું ત્યારે હું નિર્ભય રહ્યો.

१५१. तए णं से पुरिसे दोच्चंपि तच्चंपि ममं एवं वयासी—"हंभो चुलणी-पिया! समणोवासया! अज्ज जाव ववरोविज्जसि"।

ત્યાર પછી તે પુરુષે બીજી વાર અને ત્રીજી વાર પણ મને આ પ્રમાણે કહ્યું: હે ચુલની-પિતા શ્રમણોપાસક! શીલવ્રતાદિને નહિ છોડતો તું આજે યાવત્ જીવનથી મુક્ત થઈ જઈશ.

१५२. तए णं तेणं पुरिसेणं दोच्चंपि तच्चंपि ममं एवं वुत्तस्स समाणस्स इमेयारूवे अज्झत्थिए ५, "अहो णं! इमे पुरिसे अणारिए जाव समायरइ, जेणं ममं जेट्ठं पुत्तं साओ

ત્યાર બાદ તે પુરુષે જ્યારે બીજી વાર અને ત્રીજી વાર પણ મને આ પ્રમાણે કહ્યું, ત્યારે મારા મનમાં આવા પ્રકારનો સંકલ્પ થયો— 'અહો આ પુરુષ અનાર્ય છે યાવત્ અનાર્ય પાપકર્મ કરનાર છે, જે મારા જ્યેષ્ઠ પુત્રને

गिहाओ तहेव जाव कणीयसं जाव आयंचइ," तुब्भे वि य णं इच्छइ साओ गिहाओ नीणेत्ता ममं अग्गओ घाएत्तए, तं सेयं खलु ममं एयं पुरिसं गिण्हित्तए त्ति कट्टु उद्धाइए। सेवि य आगासे उप्पइए, मए वि य खम्भे आसाइए, महया महया सद्देणं कोलाहले कए"।

મારા પોતાના ઘરથી લઈ ગયો, તેમ જ મધ્યમ યાવત્ સૌથી નાના પુત્રને લઈ ગયો અને યાવત્ તેના માંસ અને લોહી વડે મારા શરીરને છાંટ્યો અને તમને પણ મારા ઘરથી લઈને મારા આગળ ઘાત કરવા ઇચ્છે છે. માટે તે પુરુષને મારે પકડવો યોગ્ય છે.' એમ વિચારીને હું દોડ્યો, પણ તે પુરુષ આકાશમાં ઊડી ગયો. મેં પણ સ્તંભ પકડ્યો અને ઘણા મોટા શબ્દ વડે કોલાહલ કર્યો.

१५३. तए णं सा भद्दा सत्थवाही चुलणीपियं समणोवासयं एवं वयासी—"नो खलु केइ पुरिसे तव जाव कणीयसं पुत्तं साओ गिहाओ नीणेइ, नीणेत्ता तव अग्गओ घाएइ, एस णं केइ पुरिसे तव उवसग्गं करेइ, एस णं तुमे विदरिसणे दिट्ठे। तं णं तुमं इयाणिं भग्ग-व्वए भग्ग-नियमे भग्ग-पोसहे विहरसि। तं णं तुमं पुत्ता! एयस्स ठाणस्स आलोएहि जाव पडिवज्जाहि"।

ત્યાર પછી તે ભદ્રા સાર્થવાહીએ ચુલનીપિતા શ્રમણોપાસકને આ પ્રમાણે કહ્યું: ખરેખર કોઈ પુરુષ યાવત્ તારા નાના પુત્રને તારા ઘરથી લઈ ગયો નથી. લઈને તારી સામે ઘાત કર્યો નથી. આ કોઈ પુરુષે તને ઉપસર્ગ કર્યો છે. આ વિદર્શન–બિહામણું દૃશ્ય જોયું છે અથવા મિથ્યા ઘટના જોઈ છે. માટે તું અત્યારે ભગ્ન વ્રતવાળો, ભગ્ન નિયમવાળો અને ભગ્ન પોષધવાળો થઈ ગયો છે. તેથી હે પુત્ર! તું એ સ્થાનની આલોચના કર, યાવત્ તપઃકર્મરૂપ પ્રાયશ્ચિત્ત સ્વીકાર કર.

१५४. तए णं से चुलणीपिया समणोवासए अम्मगाए भद्दाए सत्थवाहीए "तह"-त्ति एयमट्ठं विणएणं पडिसुणेइ, पडिसुणेत्ता तस्स ठाणस्स आलोएइ जाव पडिवज्जइ।

ત્યાર પછી ચુલનીપિતા શ્રમણોપાસક ભદ્રા સાર્થવાહી માતાના એ અર્થને 'તહ'ત્તિ કહી વિનયપૂર્વક સ્વીકારે છે. સ્વીકારીને તે સ્થાનની આલોચના કરે છે યાવત્ પ્રાયશ્ચિત્ત સ્વીકારે છે.

१५५. तए णं से चुलणीपिया समणोवासए पढमं उवासगपडिमं उवसंपज्जित्ताणं विहरइ, पढमं उवासग-पडिमं अहा-सुत्तं जहा आणंदो जाव एक्का-रसमं पि।

ત્યાર પછી ચુલનીપિતા શ્રમણોપાસક પ્રથમ ઉપાસક પ્રતિમાને સ્વીકારી વિહરે છે. પ્રથમ ઉપાસક પ્રતિમાને સૂત્ર પ્રમાણે આનંદ શ્રાવકની જેમ આરાધે છે યાવત્ અગિયારે પ્રતિમાઓનું આરાધન કરે છે.

१५६. तए णं से चुलणीपिया समणोवासए तेणं उरालेणं जहा कामदेवो जाव सोहम्मे कप्पे सोहम्मवडिंसगस्स महा-विमाणस्स उत्तर-पुरत्थिमेणं अरुण-प्पभे विमाणे देवत्ताए उववन्ने। चत्तारि पलिओवमाइं ठिई पण्णत्ता। महाविदेहे वासे सिज्झिहिइ ५। निक्खेवो।

ત્યાર બાદ ચુલનીપિતા શ્રમણોપાસક તે ઉદાર તપ વડે કૃશ થઈ ગયો અને કામ-દેવની જેમ યાવત્ સૌધર્મ દેવલોકમાં ઉત્તર-પૂર્વ દિશામાં અરુણપ્રભ વિમાનમાં દેવરૂપે ઉત્પન્ન થયો. ત્યાં ચાર પલ્યોપમની સ્થિતિ કહી છે. યાવત્ તે મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ-ગ્રહણ કરીને સિદ્ધ થશે.
ઉપસંહાર પૂર્વવત્ સમજી લેવો.



## અધ્યયન ચોથું

# સુરાદેવ

१५७. उक्खेवओ चउत्थस्स अज्झयणस्स, एवं खलु जम्बू! तेणं कालेणं तेणं समएणं वाणारसी नामं नयरी। कोट्ठए चेइए। जियसत्तू राया। सुरादेवे गाहावई अड्ढे। छ हिरण्णकोडीओ जाव छ वया दसगोसाहस्सिएणं वएणं। धन्ना भारिया। सामी समोसढे। जहा आणंदो तहेव पडिवज्जइ गिहिधम्मं। जहा कामदेवो जाव समणस्स भगवओ महावीरस्स धम्मपण्णत्तिं उवसंपज्जित्ताणं विहरइ।

ચોથા અધ્યયનનો ઉપોદ્‌ઘાત કહેવો. (જેમ કે જંબૂ સ્વામીએ સુધર્મા સ્વામીને પૂછ્યું. શ્રમણ ભગવાન મહાવીરે ત્રીજા અધ્યયનનો આ અર્થ કહ્યો છે તો ચોથા અધ્યયનનો શો અર્થ કહ્યો છે.)

સુધર્મા સ્વામીએ કહ્યું: એ પ્રમાણે હે જંબૂ! તે કાળે અને તે સમયે વારાણસી નામે નગરી હતી. કોષ્ઠક ચૈત્ય હતું. જિતશત્રુ રાજા હતો. ત્યાં સુરાદેવ ગૃહપતિ નિવાસ કરતો હતો. તે ધનિક હતો. તેને છ હિરણ્યકોટિ નિધાનમાં, છ વ્યાજે અને છ ધન-ધાન્યાદિના વિસ્તારમાં રોકી હતી. દસ હજાર ગાયોના એક વ્રજના હિસાબે છ વ્રજો હતા. અર્થાત્ સાઠ હજાર ગાયો હતી. તેને ધન્યા નામક ભાર્યા હતી. મહાવીર સ્વામી વારાણસી નગરીમાં સમોસર્યા. આનંદની જેમ તેણે ગૃહસ્થધર્મ સ્વીકાર કર્યો. અને કામદેવની પેઠે યાવત્ શ્રમણ ભગવંત મહાવીરની ધર્મપ્રજ્ઞપ્તિનો સ્વીકાર કરીને વિચરવા લાગ્યો.

१५८. तए णं तस्स सुरादेवस्स समणोवासयस्स पुव्वरत्तावरत्त कालसमयंसि एगे देवे अंतियं पाउब्भवित्था, से देवे

તે સુરાદેવ શ્રમણોપાસકની પાસે રાત્રિના મધ્ય સમયે એક દેવ પ્રકટ થયો. તે દેવે એક મોટી નીલકમળ જેવી તલવાર લઈને

एगं महं नीलुप्पल जाव असिं गहाय सुरादेवं समणोवासयं एवं वयासी—"हंभो सुरादेवा समणोवासया! अपत्थियपत्थया! ४, जइ णं तुमं सीलाइं जाव न भंजेसि, तो ते जेट्ठं पुत्तं साओ गिहाओ नीणेमि, नीणेत्ता तव अग्गओ घाएमि, घाएत्ता पंच सोल्लए करेमि, करित्ता आदाण-भरियंसि कडाहयंसि अद्दहेमि, अद्दहेत्ता तव गायं मंसेण य सोणिएण य आयंचामि, जहा णं तुमं अकाले चेव जीवियाओ ववरोविज्जसि।" एवं मज्झिमयं, कणीयसं; एक्के-क्के पंच सोल्लया। तहेव करेइ, जहा चुलणी-पियस्स; नवरं एक्के-क्के पंच सोल्लया।

સુરાદેવ શ્રમણોપાસકને આ પ્રમાણે કહ્યું: હે મરણની પ્રાર્થના કરનાર સુરાદેવ શ્રમણો-પાસક! જો તું શીલ વગેરેને ભાંગીશ નહિ તો તારા જ્યેષ્ઠ પુત્રને તારા પોતાના ઘરથી લઈ આવીશ. લઈને તારી આગળ તેનો ઘાત કરીશ, ઘાત કરીને તેના માંસના પાંચ ટુકડા કરીશ. અને તેને તેલથી ભરેલા કઢાયામાં ઉકાળીશ. ઉકાળીને તારા શરીરને માંસ અને રૂધિર વડે છાંટીશ. જેથી તું આર્તધ્યાનની અત્યંત પરાવશતાથી પીડિત થઈને અકાળે મરણ પામીશ. એ જ પ્રમાણે મધ્યમ પુત્ર અને નાના પુત્રના વિષયમાં પણ સમજવું. એક-એકના પાંચ-પાંચ ટુકડા કરીશ એમ કહે છે અને તેમ જ કરે છે. ઇત્યાદિ સમગ્ર વૃત્તાન્ત ચુલનીપિતાની જેમ જાણવું. પરંતુ ત્યાં ત્રણ-ત્રણ ટુકડા કર્યા હતા પણ અહીં એક-એકના પાંચ-પાંચ ટુકડા સમજવા.

१५९. तए णं से देवे सुरादेवं समणो-वासयं चउत्थं पि एवं वयासी—"हंभो! सुरादेवा समणोवासया! अपत्थियपत्थया ४! जाव न परिच्चयसि, तो ते अज्ज सरीरंसि जमग-समगमेव सोलस रोगायंके पक्खिवामि, तं जहा—सासे, कासे जाव कोढे, जहा णं तुमं अट्ट-दुहट्ट जाव ववरोविज्जसि।"

ત્યાર પછી તે દેવે સુરાદેવ શ્રમણોપાસકને ચોથી વાર પણ આ પ્રમાણે કહ્યું: મરણની પ્રાર્થના કરનાર હે સુરાદેવ શ્રમણોપાસક! જો તું શીલ વગેરેનો ત્યાગ નહિ કરે તો આજે તારા શરીરમાં એક સાથે સોળ રોગો મૂકીશ. તે આ પ્રમાણે: (૧) શ્વાસ-દમા (૨) કાસ—ખાંસી (૩) જ્વર-બુખાર—તાવ (૪) દાહ—પિત્તજ્વર અર્થાત્ શરીરમાં જલન (૫) કુક્ષિ—કમરમાં પીડા (૬) ભગન્દર—ગુદામાં ફોડા (૭) અર્શ—મવાશીર (૮)

અજીર્ણ—ખાવું ન પચવું (૯) દૃષ્ટિ-રોગ—દૃષ્ટિ સંબંધી રોગ (૧૦) મસ્તકશૂલ—શિર-દર્દ (૧૧) અરુચિ—ભૂખ ન લાગવી (૧૨) અક્ષિવેદના—આંખનો દુખાવો (૧૩) કર્ણ-વેદના—કાનોના રોગ (૧૪) કણ્ડૂ—ખુજલી (૧૫) ઉદર-રોગ—પેટની બીમારી અને (૧૬) કોઢ. જેથી તું આર્તધ્યાનની અત્યંત પરવશતાથી પીડિત થઈ અકાળે જ જીવનથી મુક્ત થઈશ.

१६०. तए णं से सुरादेवे समणोवासए जाव विहरइ। एवं देवो दोच्चंपि तच्चंपि भणइ, जाव ववरोविज्जसि।

પણ તે સુરાદેવ નિર્ભય રહે છે. આ પ્રમાણે બીજી વાર—ત્રીજી વાર પણ કહે છે.

१६१. तए णं तस्स सुरादेवस्स समणोवासयस्स तेणं देवेणं दोच्चंपि तच्चंपि एवं वुत्तस्स समाणस्स, इमेयारूवे अज्झत्थिए ४—"अहो णं इमे पुरिसे अणारिए जाव समायरइ, जेणं ममं जेट्ठं पुत्तं जाव कणीयसं जाव आयंचइ, जे वि य इमे सोलस रोगायंका, ते वि य इच्छइ मम सरीरगंसि पक्खिवित्तए, तं सेयं खलु ममं एयं पुरिसं गिण्हित्तए" त्तिकट्टु उद्धाइए। से वि य आगासे उप्पइए। तेण य खम्भे आसाइए, महया-महया सद्देणं कोलाहले कए।

ત્યાર પછી તે સુરાદેવ શ્રમણોપાસકના ચિત્તમાં આવા પ્રકારનો અધ્યવસાય ઉત્પન્ન થયો. અહો! આ પુરુષ અનાર્ય છે અને યાવત્ અનાર્ય પાપકર્મ કરે છે. જે મારા જ્યેષ્ઠ પુત્રને યાવત્ કનિષ્ઠ પુત્રને ઘરથી લાવી મારી આગળ ઘાત કરીને યાવત્ માંસ અને રુધિર વડે મારા શરીરને છાંટયું છે. અને જે આ સોળ મહારોગો છે તેને પણ મારા શરીરમાં એકસાથે મૂકવા ઇચ્છે છે. તો મારે આ પુરુષને પકડવો એ જ યોગ્ય છે. એમ વિચાર કરીને તે દોડયો. પણ તે દેવ આકાશમાં ઊડી ગયો. તેના હાથમાં ઘરનો થાંભલો આવી ગયો અને અત્યંત મોટા શબ્દોથી તે કોલાહલ કરવા લાગ્યો.

१६२. तए णं सा धन्ना भारिया कोलाहलं सोच्चा निसम्म, जेणेव सुरादेवे समणोवासए, तेणेव उवागच्छइ। उवागच्छित्ता एवं वयासी—"किण्णं देवाणुप्पिया! तुब्भेहिं महया-महया सद्देणं कोलाहले कए?"

ત્યારે સુરાદેવની પત્ની ધન્યા કોલાહલ સાંભળીને અને સમજીને જ્યાં સુરાદેવ શ્રમણોપાસક હતો ત્યાં આવીને તેણે આ પ્રમાણે કહ્યું: હે દેવાનુપ્રિય! તમે અત્યંત મોટા શબ્દ વડે કેમ કોલાહલ કર્યો?

१६३. तए णं से सुरादेवे समणोवासए धन्नं भारियं एवं वयासी—"एवं खलु देवाणुप्पिए! के वि पुरिसे तहेव जहा चुलणीपिया। धन्ना वि पडिभणइ, जाव कणीयसं नो खलु देवाणुप्पिया! तुब्भं के वि पुरिसे सरीरंसि जमगं-समगं सोलस रोगायंके पक्खिवइ, एस णं के वि पुरिसे तुब्भं उवसग्गं करेइ।" सेसं जहा चुलणीपियस्स तहा भणइ, एवं सेसं जहा चुलणीपियस्स निरवसेसं जाव सोहम्मे कप्पे अरुणकंते विमाणे उववन्ने। चत्तारि पलिओवमाइं ठिई। महाविदेहे वासे सिज्झिहिइ। निक्खेवो।

ત્યારે તે સુરાદેવ શ્રમણોપાસકે ધન્યાભાર્યાને આ પ્રમાણે ઉત્તર આપ્યો: હે દેવાનુપ્રિયે! કોઈ પુરુષ–ઇત્યાદિ જેમ ચુલનીપિતાએ કહ્યું હતું તેમ કહે છે. ધન્યા પણ ઉત્તર આપે છે: કોઈ પુરુષે યાવત્ કનિષ્ઠ પુત્રને ઘરથી લઈને ઘાત કર્યો નથી. દેવાનુપ્રિય! કોઈપણ પુરુષ તમારા શરીરમાં એકસાથે સોળ રોગો મૂકતો નથી. આ કોઈપણ પુરુષ તમને ઉપસર્ગ કરે છે. બાકી બધું ચુલનીપિતાને તેની માતાએ જેમ કહ્યું હતું તેમ તે ધન્યા ભાર્યા કહે છે. બાકી બધું ચુલનીપિતા સંબંધે જેમ કહ્યું તેમ જ કહેવું. યાવત્ તે સુરાદેવ સૌધર્મ નામક પ્રથમ દેવલોકમાં અરુણકાન્ત વિમાનમાં ઉત્પન્ન થયો. ત્યાં તેની ચાર પલ્યોપમની સ્થિતિ છે. તે દેવલોકથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લઈને મોક્ષે જશે.



અધ્યયન પાંચમું

# ચુલ્લશતક

१६४. उक्खेवो पञ्चमस्स अज्झयणस्स—एवं खलु, जम्बू ! तेणं कालेणं तेणं समएणं आलभिया नामं नयरी। संखवणे उज्जाणे। जियसत्तू राया। चुल्लसए गाहावई अड्ढे जाव छ हिरण्ण-कोडीओ जाव छ वया दसगोसाहस्सिएणं वएणं। वहुला भारिया। सामी समोसढे। जहा आणन्दो तहा गिहि-धम्मं पडिवज्जइ। सेसं जहा कामदेवो जाव धम्मपण्णत्तिं उवसंपज्जित्ताणं विहरइ।

હે જંબૂ! એ પ્રમાણે ખરેખર તે કાળે અને તે સમયે આલભિકા નામે નગરી હતી. ત્યાં શંખવન નામક ઉદ્યાન હતું. જિતશત્રુ ત્યાંનો રાજા હતો. ચુલ્લશતક નામે ગૃહપતિ ધન-ધાન્યાદિથી સમૃદ્ધ હતો. યાવત્ તેને છ હિરણ્યકોટિ નિધાનમાં, છ કોટિ વ્યાજે અને છ કોટિ દ્રવ્ય ધન-ધાન્યાદિના વિસ્તારમાં રોકેલ હતી. દસ હજાર ગાયોના એક વ્રજના હિસાબે છ વ્રજો હતા, એટલે સાઠ હજાર ગાયો હતી. તેની બહુલા નામક ભાર્યા હતી. મહાવીર સ્વામી ત્યાં સમોસર્યા. આનંદની જેમ તે ગૃહસ્થ-ધર્મનો અંગીકાર કરે છે. બાકી બધું કામદેવની પેઠે કહેવું, યાવત્ તે ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકાર કરીને વિચરવા લાગ્યો.

१६५. तए णं तस्स चुल्लसयगस्स समणोवासयस्स पुव्वरत्तावरत्त कालसमयंसि एगे देवे अंतियं जाव असिं गहाय एवं वयासी—"हंभो! चुल्लसयगा समणोवासया! जाव न भंजसि तो ते अज्ज जेट्ठं पुत्तं साओ गिहाओ नीणेमि। एवं जहा चुलणीपियं, नवरं एक्के-क्के सत्त मंससोल्लया

ત્યાર બાદ તે ચુલ્લશતક શ્રમણોપાસકની આગળ મધ્યરાત્રિના સમયે એક દેવ પ્રકટ થયો, અને તેણે યાવત્ હાથમાં તલવાર લઈને આ પ્રમાણે કહ્યું: હે ચુલ્લશતક! યાવત્ શીલવ્રતાદિને ભાંગીશ નહિ તો આજ તારા મોટા પુત્રને તારા પોતાના ઘરેથી લઈ જઈશ. ઇત્યાદિ જેમ ચુલનીપિતાને કહ્યું હતું તેમ અહીં પણ બધું કહેવું,

जाव कणीयसं जाव आयंचामि।"
तए णं से चुल्लसयए समणोवासए जाव विहरइ।

પરંતુ વિશેષતા એટલી કે એકના સાત-સાત માંસના ટુકડા કરીશ, યાવત્ નાના પુત્રનો ઘાત કરી તેના લોહી અને માંસ વડે તારા શરીર ઉપર છાંટીશ. એમ કહેવા પર પણ ચુલ્લશતક શ્રમણોપાસક નીડર રહે છે.

१६६. तए णं से देवे चुल्लसयगं समणोवासयं चउत्थं पि एवं वयासी—"हंभो! चुल्लसयगा समणोवासया! जाव न भंजसि तो ते अज्ज जाओ इमाओ छ हिरण्ण-कोडीओ निहाण-पउत्ताओ, छ वुड्ढि-पउत्ताओ, छ पवित्थरपउत्ताओ, ताओ साओ गिहाओ नीणेमि, नीणेत्ता आलभियाए नयरीए सिंघाडग जाव पहेसु सव्वओ समंता विप्पइरामि, जहा णं तुमं अट्ट-दुहट्ट-वसट्टे अकाले चेव जीवियाओ ववरोविज्जसि"।

ત્યાર બાદ દેવે ચુલ્લશતક શ્રમણોપાસકને ચોથી વાર પણ આ પ્રમાણે કહ્યું : હે ચુલ્લશતક શ્રમણોપાસક! યાવત્ તું શીલવ્રતાદિને ભાંગીશ નહિ તો આજે જે તારું છ હિરણ્ય-કોટિ દ્રવ્ય નિધાનમાં મૂકેલું છે, છ હિરણ્ય-કોટિ વ્યાજે મૂકેલું છે, અને છ કોટિ ધન-ધાન્યાદિના વિસ્તારમાં છે, તેને તારા પોતાના ઘરેથી લઈ જઈશ અને લઈને આલભિકા નગરીના શૃંગાટક—ત્રિકોણ માર્ગ આદિ યાવત્ ત્રિક, ચત્વર અને રાજમાર્ગમાં ચારે તરફ સર્વત્ર જ્યાં-ત્યાં ફેંકી દઈશ. જેથી તું આર્તધ્યાનની અત્યંત પરવશતાથી પીડિત થઈને અકાળે જ પ્રાણરહિત થઈ જઈશ.

१६७. तए णं से चुल्लसयए समणोवासए तेणं देवेणं एवं वुत्ते समाणे अभीए जाव विहरइ।

ત્યાર પછી તે ચુલ્લશતક શ્રમણોપાસક તે દેવતા દ્વારા એમ કહેવા છતાં પણ નિર્ભય રહ્યો.

१६८. तए णं से देवे चुल्लसयगं समणोवासयं अभीयं जाव पासित्ता दोच्चंपि तच्चंपि भणइ, जाव ववरोविज्जसि।

ત્યાર પછી તે દેવે ચુલ્લશતક શ્રમણોપાસકને નિર્ભય રહેલો યાવત્ જોઈને બીજી વાર ત્રીજી વાર પણ એમ જ કહ્યું, યાવત્ તું મૃત્યુ પામીશ.

१६९. तए णं चुल्लसयगस्स समणोवासयस्स तेणं देवेणं दोच्चंपि तच्चंपि एवं वुत्तस्स समाणस्स अयमेयारूवे अज्झत्थिए ४—"अहो णं इमे पुरिसे अणारिए जहा चुलणीपिया तहा चिंतेइ, जाव कणीयसं जाव आयंचइ, जाओ वि य णं इमाओ ममं छ हिरण्ण-कोडीओ निहाण-पउत्ताओ छ वुड्ढि-पउत्ताओ, छ पवित्थर-पउत्ताओ, ताओ वि य णं इच्छइ ममं साओ गिहाओ नीणेत्ता, आलभियाए नयरीए सिंघाडग जाव विप्पइरित्तए, तं सेयं खलु ममं एयं पुरिसं गिण्हित्तए" त्ति कट्टु उद्धाइए, जहा सुरादेवो। तहेव भारिया पुच्छइ, तहेव कहेइ।

તે દેવે બીજી વાર અને ત્રીજી વાર આ પ્રમાણે કહ્યું એટલે ચુલ્લશતક શ્રમણોપાસકને આવા પ્રકારનો વિચાર ઉત્પન્ન થયો: અહો, આ પુરુષ અનાર્ય છે, ઇત્યાદિ તે ચુલનીપિતાની જેમ ચિંતવે છે. યાવત્ નાના પુત્રનો ઘાત કરીને તેના રુધિર અને માંસ વડે મારા શરીરને છાંટયું છે અને વળી જે છ હિરણ્ય-કોટિ નિધાનમાં મૂકેલી, છ વ્યાજે મૂકેલી અને છ ધન-ધાન્યાદિના વિસ્તારમાં રોકેલી છે તેને પણ મારા ઘરેથી લાવી આલભિકા નગરીના શૃંગાટક વગેરે માર્ગોમાં ચારે તરફ જ્યાં-ત્યાં ફેંકી દેવાને ઇચ્છે છે. માટે મારે એ પુરુષને પકડવો યોગ્ય છે. એમ વિચારી તે તેને પકડવાને દોડ્યો—ઇત્યાદિ યાવત્ સુરાદેવની જેમ તેની ભાર્યા આવે છે અને પૂછે છે અને તે તેમ જ ઉત્તર આપે છે.

१७०. सेसं जहा चुलणीपियस्स जाव सोहम्मे कप्पे अरुणसिट्ठे विमाणे उववन्ने। चत्तारि पलिओवमाइं ठिई। सेसं तहेव जाव महाविदेहे वासे सिज्झिहिइ। निक्खेवो।

શેષ સમસ્ત વૃત્તાન્ત ચુલનીપિતાની જેમ જાણવું. યાવત્ તે સૌધર્મ દેવલોકમાં અરુણશિષ્ટ વિમાનમાં ઉત્પન્ન થયો. તેની ચાર પલ્યોપમની સ્થિતિ કહી છે. શેષ તેમ જ (પૂર્વવત્) કહેવું. યાવત્ તે મહાવિદેહ ક્ષેત્રમાં જન્મીને સિદ્ધિપદને પામશે.

અહીં નિક્ષેપ કહેવો.

# અધ્યયન છઠ્ઠું
## કુંડકોલિક

१७१. उक्खेवओ छट्ठस्स कुण्डकोलियस्स अज्झयणस्स—

एवं खलु जम्बू! तेणं कालेणं तेणं समएणं कम्पिल्लपुरे नयरे, सहस्सम्बवणे उज्जाणे। जियसत्तू राया। कुण्डकोलिए गाहावई। पूसा भारिया। छ हिरण्ण-कोडीओ निहाण-पउत्ताओ छ वुड्ढि-पउत्ताओ छ पवित्थर-पउत्ताओ, छ वया दसगोसाहस्सिएणं वएणं। सामी समोसढे, जहा कामदेवो तहा सावयधम्मं पडिवज्जइ। सच्चेव वत्तव्वया जाव पडिलाभेमाणे विहरइ।

અહીં છઠ્ઠા કુંડકોલિક અધ્યયનનો ઉપોદ્‌ઘાત પૂર્વવત્ કહેવો. હે જંબૂ! તે કાળે અને તે સમયે કાંપિલ્યપુર નગર હતું. સહસ્રામ્રવન નામક ઉદ્યાન હતું. ત્યાં જિતશત્રુ રાજા હતો. કુંડકોલિક ગૃહપતિ હતો. તેની પૂષા નામક પત્ની હતી. તેણે ૭ હિરણ્યકોટિ નિધાનમાં મૂકેલી. ૭ વ્યાજે અને ૭ ધન–ધાન્યાદિના વિસ્તારમાં રોકેલી હતી. દશ હજાર ગાયોના એક વ્રજના હિસાબે ૭ વ્રજો હતા. મહાવીર સ્વામી સમોસર્યા. કામદેવની જેમ તેણે શ્રાવકધર્મ પૂર્વવત્ સ્વીકાર કર્યો. ઇત્યાદિ બધી વક્તવ્યતા પૂર્વવત્ કહેવી યાવત્ તે નિર્ગ્રન્થ શ્રમણોને પ્રતિલાભતો રહે છે.

१७२. तए णं से कुण्डकोलिए समणोवासए अन्नया कयाइ पुव्वावरण्ह-कालसमयंसि जेणेव असोगवणिया, जेणेव पुढवि-सिला-पट्टए तेणेव उवागच्छइ, उवागच्छित्ता नाम-मुद्दगं च उत्तरिज्जगं च पुढवि-सिला-पट्टए ठवेइ, ठवित्ता समणस्स भगवओ महावीरस्स अंतियं धम्मपण्णत्ति उवसंपज्जित्ताणं विहरइ।

અન્યદા કદાચિત તે કુંડકોલિક શ્રમણોપાસક મધ્યાહ્‌ન સમયે, જ્યાં અશોકવનિકા હતી અને જ્યાં પૃથ્વીશિલાપટ્ટ હતો ત્યાં આવ્યો. ત્યાં આવીને પોતાના નામથી અંકિત મુદ્રિકા અને ઉત્તરીય વસ્ત્રને પૃથ્વીશિલાપટ્ટ ઉપર મૂકે છે. મૂકીને શ્રમણ ભગવંત મહાવીરની પાસેથી સ્વીકારેલ ધર્મ-પ્રજ્ઞપ્તિ અંગીકાર કરીને વિચરે છે.

| | |
|---|---|
| १७३. तए णं तस्स कुण्डकोलियस्स समणोवासयस्स एगे देवे अंतियं पाउब्भवित्था। | ત્યાર પછી તે કુંડકોલિક શ્રમણોપાસકની પાસે એક દેવ પ્રકટ થયો. |
| १७४. तए णं से देवे नाममुद्दं च उत्तरिज्जं च पुढवि-सिला-पट्टयाओ गेण्हइ, गिण्हित्ता सखिंखिणिं अंतलिक्ख-पडिवन्ने कुण्डकोलियं समणोवासयं एवं वयासी—<br>"हंभो कुण्डकोलिया! समणोवासया! सुन्दरी णं देवाणुप्पिया! गोसालस्स मंखलि-पुत्तस्स धम्म-पण्णत्ती,—नत्थि उट्ठाणे इ वा, कम्मे इ वा, बले इ वा, वीरिए इ वा, पुरिसक्कार-परक्कमे इ वा, नियया सव्वभावा,<br>मंगुली णं समणस्स भगवओ महावीरस्स धम्म-पण्णत्ती—अत्थि उट्ठाणे इ वा, जाव परक्कमे इ वा, अणियया सव्वभावा"। | તે દેવ તે કુંડકોલિક શ્રમણોપાસકની નામવાળી મુદ્રા અને ઉત્તરીય વસ્ત્રને પૃથ્વી-શિલાપટ્ટ ઉપરથી ગ્રહણ કરે છે. ગ્રહણ કરીને ઘૂઘરીઓ સહિત શ્રેષ્ઠ વસ્ત્રો જેણે પહેરેલાં છે એવા તે દેવે આકાશમાં રહીને કુંડકોલિક શ્રમણોપાસકને આ પ્રમાણે કહ્યું: દેવાનુપ્રિય! મંખલીપુત્ર ગોશાલકની ધર્મ-પ્રજ્ઞપ્તિ સુંદર છે કે—ઉત્થાન (કાર્ય માટે ઉદ્યત થવું), કર્મ (ક્રિયા), બલ (શારીરિક શક્તિ), વીર્ય (આત્મબલ), પુરુષકાર (પુરુષાર્થ) અને પરાક્રમ નથી. અર્થાત્ ઉત્થાન આદિથી કાર્ય થતું નથી. સર્વ ભાવો નિયત છે.<br>શ્રમણ ભગવંત મહાવીરની ધર્મપ્રજ્ઞપ્તિ સુંદર નથી કે—ઉત્થાન યાવત્ પુરુષાર્થ છે, સર્વ ભાવો અનિયત છે. અર્થાત્ પુરુષાર્થ આદિ પણ કાર્યસાધક છે અને તેઓ વડે પરિવર્તન કરી શકાય છે. |
| १७५. तए णं से कुण्डकोलिए समणोवासए तं देवं एवं वयासी—"जइ णं देवा! सुन्दरी गोसालस्स मंखलि-पुत्तस्स धम्मपण्णत्ती, नत्थि उट्ठाणे इ वा जाव नियया सव्वभावा, मंगुली णं समणस्स भगवओ महावीरस्स धम्म-पण्णत्ती, अत्थि उट्ठाणे इ वा जाव अणियया सव्वभावा। तुमे णं देवा! | ત્યાર બાદ તે કુંડકોલિક શ્રમણોપાસકે તે દેવને આ પ્રમાણે કહ્યું: હે દેવ! જો મંખલીપુત્ર ગોશાલકની ધર્મપ્રજ્ઞપ્તિ (જેમાં) ઉત્થાન નથી, યાવત્ સર્વ ભાવો નિયત છે, એ સુંદર હોય અને શ્રમણ ભગવંત મહાવીરની 'ઉત્થાન છે યાવત્ સર્વ ભાવો અનિયત છે.' એ ધર્મપ્રજ્ઞપ્તિ મિથ્યા હોય તો, હે દેવ! તમોએ આ દિવ્ય ઋદ્ધિ, દિવ્ય |

इमा एयारूवा दिव्वा देविड्ढी, दिव्वा देवज्जुई, दिव्वे देवाणुभावे किणा लद्धे, किणा पत्ते, किणा अभिसमन्नागए? किं उट्ठाणेणं जाव पुरिसक्कारपरक्कमेणं? उदाहु अणुट्ठाणेणं, अकम्मेणं जाव अपुरिसक्कारपरक्कमेणं?" ।

(અલૌકિક) દેવદ્યુતિ (કાન્તિ) દિવ્ય દેવાનુભાવ (લોકોત્તર દેવ પ્રભાવ) શાથી મેળવ્યો? શાથી પ્રાપ્ત કર્યો? શાથી અભિમુખપણે પ્રાપ્ત કર્યો? શું ઉત્થાન વડે, યાવત્ પરાક્રમ વડે? અથવા ઉત્થાન સિવાય, કર્મ સિવાય કે પરાક્રમ સિવાય?

१७६. तए णं से देवे कुण्डकोलियं समणोवासयं एवं वयासी—"एवं खलु देवाणुप्पिया! मए इमेयारूवा दिव्वा देविड्ढी ३ अणुट्ठाणेणं जाव अपुरिसक्कारपरक्कमेणं लद्धा, पत्ता, अभिसमन्नागया" ।

કુંડકોલિકનું કથન સાંભળ્યા પછી તે દેવે કુંડકોલિક શ્રમણોપાસકને આ પ્રમાણે કહ્યું: એ પ્રમાણે ખરેખર હે દેવાનુપ્રિય! મેં આ આવા પ્રકારની દિવ્ય દેવઋદ્ધિ ઉત્થાન વગર જ યાવત્ પરાક્રમ વગર જ મેળવી છે, પ્રાપ્ત કરી છે, અભિમુખપણે પ્રાપ્ત કરી છે.

१७७. तए णं से कुण्डकोलिए समणोवासए तं देवं एवं वयासी—"जइ णं देवा! तुमे इमा एयारूवा दिव्वा देविड्ढी ३ अणुट्ठाणेणं जाव अपुरिसक्कारपरक्कमेणं लद्धा, पत्ता, अभिसमन्नागया, जेसिं णं जीवाणं नत्थि उट्ठाणेइ वा, परक्कमे इ वा, ते किं न देवा? अह णं, देवा! तुमे इमा एयारूवा दिव्वा देविड्ढी ३ उट्ठाणेणं जाव परक्कमेणं लद्धा, पत्ता, अभिसमन्नागया, तो जं वदसि—सुन्दरी

ત્યારે કુંડકોલિક શ્રાવકે દેવને કહ્યું: હે દેવ! જો તમોએ આ દિવ્ય દેવઋદ્ધિ ઉત્થાન વગર યાવત્ પુરુષાર્થ–પરાક્રમ કર્યા વગર જ પ્રાપ્ત કરી છે યાવત્ તમારી સામે આવી છે તો જે જીવોમાં ઉત્થાન આદિ નથી અર્થાત્ જે કંઈ પુરુષાર્થ કરતા નથી તે બધા દેવ કેમ ન થયા? અને હે દેવ! જો આ દિવ્યઋદ્ધિ તમને ઉત્થાન યાવત્ પરાક્રમથી લબ્ધ, પ્રાપ્ત અને સમન્વાગત થઈ છે, તો પછી તમે જે કહો છો કે મંખલીપુત્ર ગોશાલકની ધર્મપ્રજ્ઞપ્તિ સુંદર

णं गोसालस्स मंखलि-पुत्तस्स धम्म-पण्णत्ती–नत्थि उट्ठाणे इ वा, जाव नियया सव्वभावा, मंगुली णं समणस्स भगवओ महावीरस्स धम्म-पण्णत्ती–अत्थि उट्ठाणे इ वा, जाव अणियया सव्वभावा, तं ते मिच्छा"।

છે, કારણ કે (તેમાં) ઉત્થાન નથી, યાવત્ સર્વ ભાવો નિયત છે, શ્રમણ ભગવંત મહાવીરની ધર્મપ્રજ્ઞપ્તિ મિથ્યા છે કે ઉત્થાન છે, યાવત્ સર્વ ભાવો અનિયત છે; તે તમારું કથન મિથ્યા થઈ જાય છે.

१७८. तए णं से देवे कुण्डकोलिएणं समणोवासएणं एवं वुत्ते समाणे संकिए जाव कलुससमावन्ने नो संचाएइ कुण्डकोलियस्स समणोवासयस्स किंचि पामोक्खमाइक्खित्तए; नाम-मुद्दयं च उत्तरिज्जयं च पुढवि-सिला-पट्टए ठवेइ, ठवेत्ता जामेव दिसिं पाउब्भूए, तामेव दिसिं पडिगए।

જ્યારે કુંડકોલિક શ્રમણોપાસકે એ પ્રમાણે કહ્યું ત્યારે તે દેવ શંકિત થયો, યાવત્ કલુષને પ્રાપ્ત થયો, (હતપ્રભ થઈ ગયો) કુંડકોલિક શ્રમણોપાસકને કંઈપણ ઉત્તર આપી ન શક્યો. તેણે તે નામમુદ્રા અને ઉત્તરીય વસ્ત્રને પૃથ્વીશિલાપટ્ટ ઉપર મૂકી દીધાં અને જે દિશાથી આવ્યો હતો તે દિશા તરફ ચાલ્યો ગયો.

१७९. तेणं कालेणं तेणं समएणं सामी समोसढे।

તે કાળે અને તે સમયે મહાવીર સ્વામી સમોસર્યા.

१८०. तए णं से कुण्डकोलिए समणोवासए इमीसे कहाए लद्धट्ठे हट्ठ जहा कामदेवो तहा निग्गच्छइ, जाव पज्जुवासइ, धम्मकहा।

કુંડકોલિક શ્રમણોપાસક આ સમાચાર સાંભળી પ્રસન્ન થયો અને કામદેવની જેમ ભગવાનની ધર્મદેશના સાંભળવા નીકળ્યો, યાવત્ પર્યુપાસના કીધી. ભગવાનની ધર્મ-દેશના થઈ.

१८१. "कुण्डकोलिया"! इ समणे भगवं महावीरे कुण्डकोलियं समणोवासयं

'હે કુંડકોલિક' એમ સંબોધી શ્રમણ ભગવાન મહાવીરે કુંડકોલિક શ્રમણોપાસકને

एवं वयासी—"से नूणं कुण्डकोलिया! कल्लं तुब्भ पुव्वावरण्हकाल-समयंसि असोग-वणियाए एगे देवे अंतियं पाउब्भवित्था। तए णं से देवे नाम-मुद्दं च तहेव जाव पडिगए। से नूणं कुण्डकोलिया! अट्ठे समट्ठे?"

"हन्ता! अत्थि।"

"तं धन्नेसि णं तुमं कुण्डकोलिया!" (जहा कामदेवो)

"अज्जो"! इ समणे भगवं महावीरे समणे निग्गंथे य निग्गंथीओ य आमंतित्ता एवं वयासी—"जइ ताव, अज्जो! गिहिणो गिहिमज्झा-वसंता णं अन्न-उत्थिए अट्ठेहि य हेऊहि य पसिणेहि य कारणेहि य वागरणेहि य निप्पट्ठ-पसिणवागरणे करेंति, सक्का पुणाइं, अज्जो! समणेहिं निग्गंथेहिं दुवालसङ्गं गणि-पिडगं अहिज्जमाणेहि अन्न-उत्थिया अट्ठेहि य जाव निप्पट्ठ-पसिण-वागरणा करित्तए"।

આ પ્રમાણે કહ્યું: કુંડકૌલિક! ખરેખર કાલે તારી પાસે મધ્યાહ્ન સમયે અશોક-વનિકામાં એક દેવ આવ્યો હતો. આવીને તે દેવે તારી નામમુદ્રા અને ઉત્તરીય વસ્ત્ર લઈ લીધું. યાવત્ તે પાછો ગયો ઇત્યાદિ સમગ્ર વૃત્તાન્ત કહી સંભળાવ્યો. પછી પૂછ્યું: કુંડકૌલિક! ખરેખર આ વાત સત્ય છે?

કુંડકૌલિક: હા, સત્ય છે.

ભગવાન: તો કુંડકૌલિક! તું ધન્ય છે; વગેરે કામદેવની પેઠે કહેવું.

'હે આર્યો' એમ સંબોધી શ્રમણ ભગવંત મહાવીરે નિર્ગ્રન્થો અને નિર્ગ્રન્થીઓને આ પ્રમાણે કહ્યું: હે આર્યો! જો ગૃહસ્થાવાસમાં રહેતા ગૃહસ્થો અર્થ, હેતુ, પ્રશ્ન, કારણ અને ઉત્તર વડે અન્ય તીર્થિકોને નિરુત્તર કરવા સમર્થ છે તો દ્વાદશાંગ ગણિપિટકનું અધ્યયન કરનાર નિર્ગ્રન્થ શ્રમણોને માટે અર્થ, હેતુ, અને યુક્તિઓ દ્વારા અન્ય યૂથિકોને નિરુત્તર કરવું તો શક્ય જ છે.

१८२. तए णं समणा निग्गंथा य निग्गंथीओ य समणस्स भगवओ महावीरस्स "तह"त्ति एयमट्ठं विणएणं पडिसुणेंति।

ત્યાર પછી શ્રમણ નિર્ગ્રન્થો અને નિર્ગ્રન્થીઓ શ્રમણ ભગવંત મહાવીરના એ અર્થને 'તહ'ત્તિ કહી વિનય વડે સ્વીકારે છે.

१८३. तए णं से कुण्डकोलिए समणोवासए समणं भगवं महावीरं वंदइ नमंसइ, वंदित्ता नमंसित्ता पसिणाइं पुच्छइ,

ત્યાર બાદ કુંડકૌલિક શ્રમણોપાસક શ્રમણ ભગવંત મહાવીરને વંદન અને નમસ્કાર કરે છે. વંદન અને નમસ્કાર કરી પ્રશ્નો

पुच्छित्ता अट्ठमादियइ, अट्ठमादियत्ता जामेव दिसिं पाउब्भूए तामेव दिसिं पडिगए। सामी बहिया जणवय-विहारं विहरइ।

પૂછે છે, પૂછીને તેઓના અર્થને ગ્રહણ કરે છે. અર્થ ગ્રહણ કર્યા પછી જે દિશાથી આવ્યો હતો તે દિશા તરફ ગયો. પછી મહાવીર સ્વામી બહાર દેશોમાં વિહાર કરવા લાગ્યા.

१८४. तए णं तस्स कुण्डकोलियस्स समणोवासयस्स बहूहिं सील जाव भावेमाणस्स चोद्दस संवच्छराइं वइक्कंताइं। पण्णरसमस्स संवच्छरस्स अंतरा वट्टमाणस्स अन्नया कयाइ (जहा कामदेवो तहा) जेट्ठपुत्तं ठवेत्ता तहा पोसह-सालाए जाव धम्मपण्णत्तिं उवसंपज्जित्ताणं विहरइ। एवं एक्कारस उवासग-पडिमाओ तहेव जाव सोहम्मे कप्पे अरुणज्झए विमाणे जाव अंतं काहिइ। निक्खेवो।

તે કુંડકોલિક શ્રમણોપાસકને ઘણાં શીલ-વ્રતાદિ વડે યાવત્ આત્માને ભાવિત કરતાં ચૌદ વર્ષ વ્યતીત થઈ ગયા. પંદરમા વર્ષની વચ્ચે વર્તતા એને કોઈ દિવસે મધ્યરાત્રિના સમયે ધર્મજાગરણ કરતાં આવા પ્રકારનો વિચાર ઉત્પન્ન થયો, ઇત્યાદિ કામદેવની પેઠે બધું કહેવું. તે જ્યેષ્ઠ પુત્રને પોતાની જગ્યાએ સ્થાપીને અને તેમ જ પોષધશાલામાં યાવત્ ધર્મપ્રજ્ઞપ્તિનો સ્વીકાર કરીને વિચરવા લાગ્યો. એમ અગિયાર ઉપાસકની પ્રતિમાઓ તેમ જ પાળીને યાવત્ સૌધર્મ દેવલોકમાં અરુણધ્વજ વિમાનમાં ઉત્પન્ન થયો. યાવત્ પછી (મહાવિદેહમાં જન્મગ્રહણ કરીને) કર્મોનો અંત કરશે.

અહીં પૂર્વવત્ નિક્ષેપ કહેવો જોઈએ.



### અધ્યયન સાતમું

# સકડાલપુત્ર

१८५. सत्तमस्स उक्खेवो, पोलासपुरे नामं नयरे। सहस्संबवणे उज्जाणे। जियसत्तू राया।

સાતમા અધ્યયનનો ઉપોદ્ઘાત કહેવો: (શ્રમણ ભગવાન મહાવીરે છઠ્ઠા અધ્યયનનો આ અર્થ કહ્યો છે તો સાતમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે? ઇત્યાદિ)

પોલાશપુર નામે નગર હતું. ત્યાં સહસ્રામ્રવન નામક ઉદ્યાન હતું. જિતશત્રુ ત્યાંનો રાજા હતો.

१८६. तत्थ णं पोलासपुरे नयरे सद्दालपुत्ते नामं कुम्भकारे आजीविओवासए परिवसइ। आजीविय-समयंसि लद्धट्ठे गहियट्ठे पुच्छियट्ठे विणिच्छियट्ठे अभिगयट्ठे, अट्ठि-मिंज-पेमाणुराग-रत्ते य "अयमाउसो! आजीविय-समए अट्ठे, अयं परमट्ठे, सेसे अणट्ठे" त्ति आजीवियसमएणं अप्पाणं भावेमाणे विहरइ।

તે પોલાશપુર નગરમાં આજીવિકના સિદ્ધાન્તનો અર્થ જેણે જાણ્યો છે, જેણે અર્થ ગ્રહણ કર્યો છે, જેણે અર્થ પૂછ્યો છે, જેણે અર્થ વિશેષતઃ નિશ્ચિત કર્યો છે અને જેણે તાત્પર્યથી અર્થને જાણ્યો છે એવો તથા જેની અસ્થિઓ અને મજ્જામાં તે સિદ્ધાન્તનું પ્રેમ તથા અનુરાગ સમાયેલ હતો, એવો આજીવિકનો ઉપાસક સકડાલપુત્ર નામક કુંભાર રહેતો હતો. તે કહેતો: હે આયુષ્મન્! આ આજીવિકનો સમય એ જ અર્થરૂપ છે, એ જ પરમાર્થરૂપ છે. બાકી બધું અનર્થરૂપ છે. એમ તે આજીવિકના સમય વડે આત્માને ભાવિત કરતો રહેતો હતો.

१८७. तस्स णं सद्दालपुत्तस्स आजीविओवासगस्स एक्का हिरण्ण-कोडी

તે આજીવિકોપાસક સકડાલપુત્રને ત્યાં એક હિરણ્યકોટિ નિધાનમાં રહેલી, એક

निहाण-पउत्ता, एक्का वुड्ढि-पउत्ता एक्का पवित्थरपउत्ता, एक्के वए दसगोसाहस्सिएणं वएणं।

વ્યાજે મૂકેલી અને એક કોટિ ધન-ધાન્યાદિના વિસ્તારમાં રોકાયેલી હતી. તેને દસ હજાર ગાયોનું એક વ્રજ હતું.

१८८. तस्स णं सद्दालपुत्तस्स आजीविओवासगस्स अग्गिमित्ता नामं भारिया होत्था।

તે આજીવિકોપાસક સકડાલપુત્રની અગ્નિમિત્રા નામક ભાર્યા હતી.

१८९. तस्स णं सद्दालपुत्तस्स आजीविओवासगस्स पोलासपुरस्स नगरस्स बहिया पंच कुम्भकारावण-सया होत्था। तत्थ णं बहवे पुरिसा दिण्णभइ-भत्त-वेयणा कल्ला-कल्लिं बहवे करए य वारए य पिहडए य घडए य अद्ध-घडए य कलसए य अलिंजरए य जम्बूलए य उट्टियाओ य करेंति। अन्ने य से बहवे पुरिसा दिण्णभइ-भत्त-वेयणा कल्लाकल्लिं तेहिं बहूहिं करएहि य जाव उट्टियाहि य राय-मग्गंसि वित्तिं कप्पेमाणा विहरंति।

તે આજીવિકોપાસક સકડાલપુત્રને પોલાશપુર નગરની બહાર કુંભકારના પાંચસો હાટ હતા. તેઓમાં ઘણા પુરુષો કામ કરતા હતા, જેઓને ભૃતિ—દૈનિક પગાર, ભોજન અને વેતન આપવામાં આવે છે, એવા ઘણા પુરુષો દરેક પ્રભાતે (પ્રતિદિન) ઘણા કરકો (પાણી ભરવાની ઘડીઓ), વારક, પિઠરક (તાવડીઓ) ઘડાઓ, અર્ધઘડાઓ, કલશો (મોટા ઘડાઓ), જંબૂલકો (પાત્રવિશેષ), ઉષ્ટ્રિકાઓ (મદ્ય આદિ ભરવાનાં પાત્રો) બનાવતા હતા. બીજા ઘણા પુરુષો વેતન લઈને તે કરકો, યાવત્ ઉષ્ટ્રિકા વડે રાજમાર્ગમાં (વિક્રય કરીને) પોતાની આજીવિકા કરતા હતા.

१९०. तए णं से सद्दालपुत्ते आजीविओवासए अन्नया कयाइ पुव्वावरण्ह-काल-समयंसि जेणेव असोग-वणिया तेणेव उवागच्छइ, उवागच्छित्ता गोसालस्स मंखलि-पुत्तस्स अंतियं धम्म-पण्णत्तिं उवसंपज्जित्ताणं विहरइ।

ત્યાર પછી આજીવિકોપાસક સકડાલપુત્ર અન્ય કોઈ દિવસે મધ્યાહ્ન કાળે જ્યાં અશોકવનિકા છે ત્યાં જાય છે. ત્યાં જઈને મંખલીપુત્ર ગોશાલકની પાસેથી સ્વીકાર કરેલ ધર્મપ્રજ્ઞપ્તિને અંગીકાર કરીને વિહરે છે.

१९१. तए णं तस्स सद्दालपुत्तस्स आजीविओवासगस्स एगे देवे अंतियं पाउब्भवित्था।

ત્યાર પછી આજિવિકોપાસક સકડાલપુત્રની પાસે એક દેવ પ્રકટ થયો.

१९२. तए णं से देवे अंतलिक्ख-पडिवन्ने सखिंखिणियाइं जाव परिहिए सद्दालपुत्तं आजीविओवासयं एवं वयासी—

"एहिइ णं देवाणुप्पिया! कल्लं इहं महा-माहणे, उप्पन्नणाण-दंसणधरे, तीय-पडुप्पन्न-मणागय-जाणए, अरहा जिणे केवली, सव्वण्णू सव्व-दरिसी, तेलोक्क-वहिय-महिय-पूइए, स-देव मणुयासुरस्स लोगस्स अच्चणिज्जे, वंदणिज्जे, सक्कारणिज्जे, सम्माणणिज्जे कल्लाणं मंगलं देवयं चेइयं जाव पज्जुवासणिज्जे, तच्चकम्म-संपया संपउत्ते। तं णं तुमं वंदेज्जाहि जाव पज्जुवासेज्जाहि पाडिहारिएणं पीढ-फलग-सिज्जासंथारएणं उवनिमंतेज्जाहि।"

दोच्चं पि तच्चं पि एवं वयइ, वइत्ता जामेव दिसं पाउब्भूए तामेव दिसं पडिगए।

ઘૂઘરીઓ સહિત શ્રેષ્ઠ વસ્ત્ર ધારણ કરેલા તે દેવે અંતરિક્ષપ્રતિપન્ન એટલે આકાશમાં રહી આજિવિકોપાસક સકડાલપુત્રને આ પ્રમાણે કહ્યું: દેવાનુપ્રિય! આવતી કાલે અહીં, ઉત્પન્ન થયેલાં જ્ઞાન અને દર્શનને ધારણ કરનાર, અતીત, વર્તમાન અને ભવિષ્યને જાણનાર, અરિહંત, જિન, કેવળી, સર્વજ્ઞ અને સર્વદર્શી, ત્રણ લોક વડે અવલોકિત, સ્તુતિ કરાયેલા અને પૂજિત, દેવ, મનુષ્ય અને અસુર સહિત લોકને અર્ચનીય, વન્દનીય, સત્કાર કરવા યોગ્ય, સન્માન કરવા યોગ્ય, કલ્યાણ, મંગલ, દેવ અને ચૈત્યની પેઠે ઉપાસના કરવા યોગ્ય, સત્ય કર્મની સંપત્તિથી યુક્ત મહામાહન આવશે. માટે તું તેમને વંદન કરજે, યાવત્ પર્યુપાસના કરજે, તથા પ્રાતિહારિક (પાછા આપવા યોગ્ય) પીઠ-આસન, ફલક-પાટિયું, શય્યા-વસતિ–સ્થાન અને સંસ્તારક–સંથારા–વડે નિમંત્રિત કરજે.

દેવે બીજી વાર અને ત્રીજી વાર પણ એમ કહ્યું. કહીને તે દેવ જે દિશાથી આવ્યો હતો તે દિશા તરફ ચાલ્યો ગયો.

१९३. तए णं तस्स सद्दालपुत्तस्स आजीविओवासगस्स तेणं देवेणं एवं वुत्तस्स समाणस्स इमेयारूवे अज्झत्थिए ४

તે દેવે જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે આજિવિકોપાસક સકડાલપુત્રને આવા પ્રકારનો અધ્યવસાય થયો. ખરેખર મારા ધર્માચાર્ય

समुप्पन्ने—"एवं खलु ममं धम्मायरिए धम्मोवएसए गोसाले मंखलिपुत्ते, से णं महामाहणे उप्पन्नणाणदंसणधरे जाव तच्चकम्म-संपयासंपउत्ते, से णं कल्लं इहं हव्वमागच्छिस्सइ। तए णं तं अहं वंदिस्सामि जाव पज्जुवासिस्सामि पाडिहारिएणं जाव उवनिमंतिस्सामि।

અને ધર્મોપદેશક ગોશાલક મંખલીપુત્ર છે. તે મહામાહન, ઉત્પન્ન જ્ઞાનદર્શનને ધારણ કરનાર યાવત્ સત્ય કર્મની સંપત્તિથી યુક્ત છે. અને તે કાલે અહીં શીઘ્ર આવશે, તેથી હું તેમને વંદન કરીશ, યાવત્ તેમની પર્યુપાસના કરીશ; અને પ્રાતિહારિક પીઠ–આસન વગેરે માટે નિમંત્રિત કરીશ.

१९४. तए णं कल्लं जाव जलंते समणे भगवं महावीरे जाव समोसरिए। परिसा निग्गया जाव पज्जुवासइ।

તે પછી બીજે દિવસે યાવત્ સૂર્યોદય થયા પછી શ્રમણ ભગવાન મહાવીરનું પદાર્પણ થયું. પરિષદ વાંદવા નીકળી, યાવત્ તેમની પર્યુપાસના કરી.

१९५. तए णं से सद्दालपुत्ते आजीविओवासए इमीसे कहाए लद्धट्ठे समाणे—"एवं खलु समणे भगवं महावीरे जाव विहरइ, तं गच्छामि णं समणं भगवं महावीरं वंदामि जाव पज्जुवासामि" एवं संपेहेइ, संपेहित्ता ण्हाए-जाव-पायच्छित्ते सुद्ध-प्पावेसाइं-जाव अप्पमहग्घाभरणालंकिय-सरीरे-मणुस्सवग्गुरा-परिगए साओ गिहाओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता पोलासपुरं नयरं मज्झं-मज्झेणं निग्गच्छइ, निग्गच्छित्ता जेणेव सहस्संबवणे उज्जाणे, जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेइ,

ત્યાર બાદ આજીવિકોપાસક સકડાલપુત્ર આ વાતથી વિદિત થઈ 'એ પ્રમાણે ખરેખર શ્રમણ ભગવાન મહાવીર યાવત્ વિહરે છે માટે શ્રમણ ભગવંત મહાવીરની પાસે જાઉં, તેમને વાંદું અને તેમની પર્યુપાસના કરું" એમ વિચાર કરે છે. વિચાર કરી સ્નાન કરી કૌતુક મંગલ અને પ્રાયશ્ચિત્ત કીધું–મંગલાચાર કર્યું. ત્યાર પછી જનસમુદાય વડે વીંટાયેલો તે પોતાના ઘરેથી બહાર નીકળ્યો. નીકળીને પોલાશપુર નગરના મધ્યભાગમાં થઈને જાય છે. જઈને જ્યાં સહસ્રામ્રવન નામક ઉદ્યાન હતું અને જ્યાં શ્રમણ ભગવાન મહવીર હતા ત્યાં પહોંચ્યો. પહોંચીને ત્રણ વાર પ્રદક્ષિણા કરી. પ્રદક્ષિણા કરીને

करेत्ता वंदइ, नमंसइ, नमंसित्ता जाव पज्जुवासइ।

વંદન-નમસ્કાર કર્યો. વંદન-નમસ્કાર પછી પર્યુપાસના કીધી.

१९६. तए णं समणे भगवं महावीरे सद्दालपुत्तस्स आजीविओवासगस्स तीसे य महइ जाव धम्मकहा समत्ता।

ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીરે આજીવિકોપાસક સકડાલપુત્રને અને અત્યંત વિશાળ જનસમૂહને ધર્મકથા કહી, યાવત્ ધર્મકથા સમાપ્ત થઈ.

१९७. "सद्दालपुत्ता"! इ समणे भगवं महावीरे सद्दालपुत्तं आजीविओवासयं एवं वयासी—

"से नूणं, सद्दालपुत्ता! कल्लं तुमं पुव्वावरण्हकालसमयंसि जेणेव असोग-वणिया जाव विरहसि। तए णं तुब्भं एगे देवे अंतियं पाउब्भवित्था। तए णं से देवे अंतलिक्ख-पडिवन्ने एवं वयासी—"हंभो सद्दालपुत्ता!" तं चेव सव्वं जाव "पज्जुवासिस्सामि"। से नूणं सद्दालपुत्ता! अट्ठे समट्ठे?" "हंता! अत्थि"। नो खलु, सद्दालपुत्ता! तेणं देवेणं गोसालं मंखलि-पुत्तं पणिहाय एवं वुत्ते"।

'હે સકડાલપુત્ર!' એમ સંબોધી શ્રમણ ભગવાન મહાવીરે આજીવિકોપાસક સકડાલ-પુત્રને આ પ્રમાણે કહ્યું: 'સકડાલપુત્ર!' ગઈ કાલે તું મધ્યાહ્ન સમયે જ્યાં અશોકવનિકા છે ત્યાં યાવત્ રહ્યો હતો, ત્યારે તારી પાસે એક દેવ આવ્યો, તે પછી તે દેવે આકાશમાં રહી આ પ્રમાણે કહ્યું: હે સકડાલપુત્ર! (કાલે આ નગરમાં મહા-માહન આવશે) ઇત્યાદિ બધું કહેવું. યાવત્ (તને વિચાર થયો કે) હું સેવા કરીશ. સકડાલપુત્ર! ખરેખર આ વાત બરોબર છે? સકડાલપુત્રે કહ્યું: હા, બરોબર છે.
ભગવાને કહ્યું: પરંતુ હે સકડાલપુત્ર! તે દેવે મંખલીપુત્ર ગોશાલકને ઉદ્દેશીને એ પ્રમાણે કહ્યું ન હતું.

१९८. तए णं तस्स सद्दालपुत्तस्स आजीविओ-वासयस्स समणेणं भगवया महावीरेणं एवं वुत्तस्स समाणस्स इमेयारूवे अज्झत्थिए ४—"एस णं समणे भगवं महावीरे महामाहणे उप्पन्न-णाण-दंसणधरे, जाव तच्च-कम्म-

ત્યાર પછી શ્રમણ ભગવંત મહાવીરે એમ કહ્યું ત્યારે આજીવિકોપાસક સકડાલપુત્રને આવા પ્રકારનો વિચાર ઉત્પન્ન થયો: શ્રમણ ભગવંત મહાવીર મહામાહન, ઉત્પન્ન થયેલ જ્ઞાનદર્શનના ધારક યાવત્ સત્યકર્મની સંપત્તિથી સંપન્ન છે, માટે શ્રમણ ભગવંત

संपया-संपउत्ते। तं सेयं खलु ममं समणं भगवं महावीरं वंदित्ता नमंसित्ता पाडिहारिएणं पीढ-फलग जाव उवनिमंतित्तए।" एवं संपेहेइ, संपेहित्ता उट्ठाए उट्ठेइ, उट्ठित्ता समणं भगवं महावीरं वंदइ, वन्दित्ता नमंसित्ता एवं वयासी—"एवं खलु भंते! ममं पोलासपुरस्स नयरस्स बहिया पंच कुम्भकारावणसया। तत्थ णं तुब्भे पाडिहारियं पीढ जाव संथारयं ओगिण्हित्ता णं विहरह"।

મહાવીરને વંદન-નમસ્કાર કરીને પ્રાતિહારિક (પાછા આપવા યોગ્ય) પીઠ-આસન, ફલક ઇત્યાદિ વડે નિમંત્રિત કરવું શ્રેયસ્કર છે. તે એમ વિચાર કરે છે. એમ વિચાર કરીને પ્રયત્ન વડે ઊઠે છે, ઊઠીને શ્રમણ ભગવંત મહાવીરને વંદન-નમસ્કાર કરે છે, વંદન-નમસ્કાર કરીને તેણે કહ્યું: હે ભગવન્! પોલાશપુર નગરની બહાર મારા પાંચસો કુંભારની દુકાનો છે. ત્યાંથી તમે પ્રાતિહારિક પીઠ, ફલક યાવત્ સંથારાને ગ્રહણ કરીને વિચરો.

१९९. तए णं समणे भगवं महावीरे सद्दालपुत्तस्स आजीविओवासगस्स एयमट्ठं पडिसुणेइ, पडिसुणेत्ता सद्दालपुत्तस्स आजीविओवासगस्स पंचकुम्भकारावणसएसु फासुएसणिज्जं पडिहारियं पीढफलग जाव संथारयं ओगिण्हित्ता णं विहरइ।

ત્યાર બાદ શ્રમણ ભગવાન મહાવીર, આજીવિકોપાસક સકડાલપુત્રની એ વાત સ્વીકારે છે. એ વાત સ્વીકારીને આજીવિકોપાસક સકડાલપુત્રના પાંચસો કુંભારના દુકાનોથી પીઠ, ફલક યાવત્ સંથારાને ગ્રહણ કરીને વિહરે છે.

२००. तए णं से सद्दालपुत्ते आजीविओवासए अन्नया कयाइ वायाहययं कोलाल-भंडं अंतो सालाहिंतो बहिया नीणेइ, नीणित्ता, आयवंसि दलयइ।

ત્યાર પછી આજીવિકોપાસક સકડાલપુત્ર અન્ય કોઈ દિવસે વાતાહત—વાયુથી સુકાયેલ કુંભારનાં પાત્રો, જે અંદર રહેલાં હતાં તેમને શાલામાંથી બહાર કાઢીને તડકામાં સુકવે છે.

२०१. तए णं समणे भगवं महावीरे सद्दालपुत्तं आजीविओवासयं एवं वयासी—"सद्दालपुत्ता! एस णं कोलालभंडे कओ?"।

ત્યારે શ્રમણ ભગવાન મહાવીરે આજીવિકોપાસક સકડાલપુત્રને કહ્યું: હે સકડાલપુત્ર! આ કુંભારનાં પાત્રો કેવી રીતે બને છે?

२०२. तए णं से सद्दालपुत्ते आजीविओवासए समणं भगवं महावीरं एवं वयासी—"एस णं भंते! पुव्विं मट्टिया आसी, तओ पच्छा उदएणं निगिज्जइ, निगिज्जित्ता छारेण य करिसेण य एगयाओ मीसिज्जइ, मीसिज्जित्ता चक्के आरोहिज्जइ, तओ बहवे करगा य जाव उट्टियाओ य कज्जंति।

ત્યારે આજીવિકોપાસક સકડાલપુત્રે શ્રમણ ભગવાન મહાવીરને આ પ્રમાણે કહ્યું: ભગવન્! આ પૂર્વે માટી હતી, ત્યાર પછી તે પાણી વડે આર્દ્ર કરાય છે–પલાળાય છે, પલાળીને રાખ અને છાણ વડે એકત્ર મેળવાય છે, મેળવીને ચક્ર ઉપર ચઢાવાય છે, ત્યાર પછી ઘણા કરકો (પાણી ભરવાના ઘડા) યાવત્ ઉષ્ટ્રિકા (ઘી-તેલ ભરવાનાં પાત્ર) બનાવાય છે.

२०३. तए णं समणे भगवं महावीरे सद्दालपुत्तं आजीविओवासयं एवं वयासी—"सद्दालपुत्ता! एस णं कोलाल-भंडे किं उट्ठाणेणं जाव पुरिसक्कार-परक्कमेणं कज्जंति उदाहु अणुट्ठाणेणं जाव अपुरिसक्कार-परक्कमेण कज्जंति?"

ત્યારે શ્રમણ ભગવાન મહાવીરે આજીવિકોપાસક સકડાલપુત્રને આ પ્રમાણે કહ્યું: સકડાલપુત્ર! આ કુંભારનાં પાત્રો ઉત્થાન (પ્રયત્ન) વડે યાવત્ પુરુષાર્થ વડે કરાય છે અથવા ઉત્થાન સિવાય, યાવત્ પરાક્રમ સિવાય કરાય છે?

२०४. तए णं से सद्दालपुत्ते आजीविओवासए समणं भगवं महावीरं एवं वयासी—"भंते! अणुट्ठाणेणं जाव अपुरिसक्कार-परक्कमेणं, नत्थि उट्ठाणे इ वा जाव परक्कमे इ वा, नियया सव्वभावा"।

ત્યારે તે આજીવિકોપાસક સકડાલપુત્રે શ્રમણ ભગવાન મહાવીરને આ પ્રમાણે કહ્યું: ભગવન્! ઉત્થાન સિવાય, યાવત્ પરાક્રમ સિવાય કરાય છે. (કારણ કે ઉત્થાન નથી, યાવત્ પરાક્રમ નથી અર્થાત્ ઉત્થાન, પરાક્રમ આદિથી કંઈ થતું નથી.) સર્વભાવો નિયત છે.

२०५. तए णं समणे भगवं महावीरे सद्दालपुत्तं आजीविओवासयं एवं वयासी—"सद्दालपुत्ता! जइ णं तुब्भं केइ पुरिसे वायाहयं वा

તદનન્તર શ્રમણ ભગવાન મહાવીરે આજીવિકોપાસક સકડાલપુત્રને આ પ્રમાણે કહ્યું: સકડાલપુત્ર! જો કોઈ પુરુષ તારા વાયુથી સુકાયેલાં અને પાકેલાં કુંભારનાં

पक्केल्लयं वा कोलाल-भंडं अवहरेज्जा वा विक्खिरेज्जा वा भिंदेज्जा वा अच्छिदेज्जा वा परिट्ठवेज्जा वा, अग्गिमित्ताए वा भारियाए सद्धिं विउलाइं भोग-भोगाइं भुञ्जमाणे विहरेज्जा, तस्स णं तुमं पुरिसस्स किं दंडं वत्तेज्जासि?" "भंते! अहं णं तं पुरिसं आओसेज्जा वा हणेज्जा वा बन्धेज्जा वा महेज्जा वा तज्जेज्जा वा तालेज्जा वा निच्छोडेज्जा वा निब्भच्छेज्जा वा अकाले चेव जीवियाओ ववरोवेज्जा।"

પાત્રોને હરી જાય, જ્યાં-ત્યાં ફેંકી દે, ફોડી નાખે, બળાત્કારે લે, બહાર મૂકી દે, અથવા તારી સ્ત્રી અગ્નિમિત્રા સાથે વિપુલ ભોગો ભોગવતો વિહરે તો તું તે પુરુષને શું શિક્ષા કરે?

સકડાલપુત્ર : ભગવન્! હું તે પુરુષને આક્રોશ કરું, હણું, બાંધું, મારું, તર્જના કરું, તાડના કરું, તેનું બધું ખૂંચવી લઉં, અને તેનો તિરસ્કાર કરું, તથા એને અકાળે જ જીવનથી રહિત કરું—મારી નાખું.

२०६. "सद्दालपुत्ता! नो खलु तुब्भ केइ पुरिसे वायाहयं वा पक्केल्लयं वा कोलाल-भंडं अवहरइ वा जाव परिट्ठवेइ वा अग्गिमित्ताए वा भारियाए सद्धिं विउलाइं भोग-भोगाइं भुञ्जमाणे विहरइ, नो वा तुमं तं पुरिसं आओसेज्जसि वा हणेज्जसि वा जाव अकाले चेव जीवियाओ ववरोवेज्जसि, जइ नत्थि उट्ठाणे इ वा जाव परक्कमे इ वा नियया सव्वाभावा। अह णं तुब्भ केइ पुरिसे वायाहयं जाव परिट्ठवेइ वा अग्गिमित्ताए वा जाव विहरइ, तुमं ता तं पुरिसं आओसेसि वा जाव ववरोवेसि। तो जं वदसि नत्थि उट्ठाणे इ वा जाव नियया सव्वभावा, तं ते मिच्छा।"

ભગવાન : સકડાલપુત્ર! જો ઉત્થાન નથી, યાવત્ પરાક્રમ નથી અને સર્વ ભાવો નિયત છે તો કોઈ પુરુષ તારા વાયુથી સુકાયેલા અને પાકાં કુંભારનાં પાત્રોને હરણ કરતું નથી, યાવત્ બહાર લઈને મૂકતું નથી અને તારી અગ્નિમિત્રા ભાર્યા સાથે વિપુલ ભોગો ભોગવતું નથી, તથા તું તે પુરુષને આક્રોશ કરતો નથી, હણતો નથી યાવત્ અકાળે જીવનથી મુક્ત કરતો નથી, અને જો તારાં વાયુથી સુકાયેલાં પાત્રોને કોઈ પુરુષ હરી જાય યાવત્ બહાર મૂકી દે તથા અગ્નિમિત્રાની સાથે વિપુલ ભોગો ભોગવતો વિહરે અને તું તે પુરુષને આક્રોશ કરે યાવત્ જીવનથી મુક્ત કરે તો તું જે કહે છે કે, ઉત્થાન નથી યાવત્ સર્વ ભાવો નિયત છે, તે મિથ્યા છે.

२०७. एत्थ णं से सद्दालपुत्ते आजीविओवासए संवुद्धे।

ભગવાનના આ કથનથી આજીવિકોપાસક સકડાલપુત્રને બોધ પ્રાપ્ત થઈ ગયો.

२०८. तए णं से सद्दालपुत्ते आजीविओवासए समणं भगवं महावीरं वंदइ नमंसइ, वंदित्ता नमंसित्ता एवं वयासी—"इच्छामि णं, भंते! तुब्भं अंतिए धम्मं निसामेत्तए"।

ત્યાર પછી આજીવિકોપાસક સકડાલપુત્ર શ્રમણ ભગવંત મહાવીરને વંદન-નમસ્કાર કરે છે. વંદન-નમસ્કાર કરીને આ પ્રમાણે કહે છેઃ હે ભગવન્! હું તમારી પાસે ધર્મ-શ્રવણ કરવાને ઇચ્છું છું.

२०९. तए णं समणे भगवं महावीरे सद्दालपुत्तस्स आजीविओवासगस्स तीसे य जाव धम्मं परिकहेइ।

ત્યારે શ્રમણ ભગવાન મહાવીરે આજીવિકોપાસક સકડાલપુત્રને અને તે મોટી પરિષદને યાવત્ ધર્મદેશના કરી.

२१०. तए णं से सद्दालपुत्ते आजीविओवासए समणस्स भगवओ महावीरस्स अंतिए धम्मं सोच्चा निसम्म हट्ठ-तुट्ठ जाव हियए जहा आणंदो तहा गिहि-धम्मं पडिवज्जइ। नवरं एगा हिरण्ण-कोडी निहाण-पउत्ता, एगा हिरण्ण-कोडी वुड्ढि-पउत्ता, एगा हिरण्ण-कोडी पवित्थर-पउत्ता, एगे वए दस गो-साहस्सिएणं वएणं जाव समणं भगवं महावीरं वंदइ नमंसइ, वंदित्ता नमंसित्ता जेणेव पोलासपुरे नयरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता पोलासपुरं नयरं मज्झं-मज्झेणं जेणेव सए गिहे, जेणेव अग्गिमित्ता भारिया, तेणेव उवागच्छइ, उवागच्छित्ता, अग्गिमित्तं एवं वयासी—

"एवं खलु देवाणुप्पिए! समणे

ત્યાર બાદ આજીવિકોપાસક સકડાલપુત્રે શ્રમણ ભગવંત મહાવીરની પાસેથી ધર્મ સાંભળી, અવધારી, હર્ષિત, પ્રસન્ન અને સંતુષ્ટ ચિત્તવાળો થઈ આનંદની પેઠે ગૃહસ્થધર્મનો અંગીકાર કર્યો. પરંતુ આનંદની વક્તવ્યતાથી અંતર આ છે કે સકડાલપુત્રે એક હિરણ્યકોટિ નિધાનમાં, એક હિરણ્યકોટિ વ્યાજે અને એક હિરણ્ય-કોટિ ધન-ધાન્યાદિના વિસ્તારમાં રાખેલી હતી. તેને ત્યાં દસ હજાર ગાયોનું એક વ્રજ હતું. તે પછી સકડાલપુત્ર યાવત્ શ્રમણ ભગવંત મહાવીરને વંદન-નમસ્કાર કરે છે. વંદન-નમસ્કાર કરીને જ્યાં પોલાશપુર નામક નગર છે ત્યાં આવે છે, આવીને તેણે અગ્નિમિત્રા ભાર્યાને આ પ્રમાણે કહ્યું:

દેવાનુપ્રિયે! શ્રમણ ભગવાન મહાવીર પધારેલા છે તે માટે તું જા અને શ્રમણ

भगवं महावीरे जाव समोसढे, तं गच्छाहि णं तुमं, समणं भगवं महावीरं वंदाहि जाव पज्जुवासाहि, समणस्स भगवओ महावीरस्स अंतिए पंचाणुव्वइयं सत्तसिक्खावइयं दुवालसविहं गिहिधम्मं पडिवज्जाहि"।

ભગવંત મહાવીરને વંદન કર યાવત્ તેમની પર્યુપાસના કર. તથા શ્રમણ ભગવંત મહાવીરની પાસે પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત રૂપ બાર પ્રકારનો ગૃહસ્થધર્મ અંગીકાર કર.

२११. तए णं सा अग्गिमित्ता भारिया सद्दालपुत्तस्स समणोवासगस्स 'तह'-त्ति एयमट्ठं विणएण पडिसुणेइ।

ત્યાર પછી તે અગ્નિમિત્રા ભાર્યા શ્રમણોપાસક સકડાલપુત્રના એ અર્થને 'તહ' આ પ્રમાણે કહી વિનયપૂર્વક સ્વીકારે છે.

२१२. तए णं से सद्दालपुत्ते समणोवासए कोडुम्बिय-पुरिसे सद्दावेइ, सद्दावेत्ता एवं वयासी—"खिप्पामेव, भो देवाणुप्पिया! लहुकरण-जुत्तजोइयं सम-खुर-बालिहाण-समलिहिय-सिंगएहिं, जंबूणयामय-कलाव-जोत्त पइविसिट्ठएहिं रययामय-घंट-सुत्त-रज्जुग-वरकंचण-खइय-नत्था-पग्गहोग्गहियएहिं, नीलुप्पल-कयामेलएहिं, पवर-गोण-जुवाणएहिं नाणामणि-कणग-घंटिया-जाल-परिगयं सुजाय-जुग-जुत्त-उज्जुग-पसत्थ-सुविरइय-निम्मियं पवर-लक्खणोववेयं जुत्तामेव धम्मियं जाण-प्पवरं उवट्ठवेह, उवट्ठवित्ता मम एयमाणत्तियं पच्चप्पिणह"।

તત્પશ્ચાત્ શ્રમણોપાસક સકડાલપુત્ર કૌટુમ્બિક પુરુષોને બોલાવે છે, બોલાવીને તે આ પ્રમાણે કહે છે: હે દેવાનુપ્રિયો! ધર્મક્રિયા યોગ્ય રથને ઉપસ્થિત કરો. એ રથમાં શીઘ્રગામી બળદ જોડાયેલા હોવા જોઈએ. બળદોની ખરી અને પૂછડું સરખું હોવું જોઈએ. શિંગડાં રંગાયેલાં હોવાં જોઈએ. એનાં કંઠાભરણ સ્વર્ણમય હોવા જોઈએ અને દોરડીઓ સ્વર્ણમય તારોથી ખચિત હોવી જોઈએ. રજતમય ઘંટા સૂતરની દોરડીઓ સાથે બદ્ધ જોઈએ અને નાથ સ્વર્ણમંડિત હોવી જોઈએ. બળદોના માથા ઉપર નીલકમળના છોગા હોવા જોઈએ. આ બળદો તરુણ હોવા જોઈએ. રથ નાના પ્રકારની મણિઓથી મંડિત અને ઘંટિકાઓથી યુક્ત હોય અને સારા લાકડાના યુગ–ધુરાવાળો હોવો જોઈએ. સારી રીતે રચિત–નિર્મિત હોવો જોઈએ. એવા શ્રેષ્ઠ

લક્ષણોથી યુક્ત શ્રેષ્ઠ રથને હાજર કરો, હાજર કરીને મને આ આજ્ઞા પાછી આપો એટલે આજ્ઞા પ્રમાણે કાર્ય થઈ જવાની સૂચના આપો.

२१३. तए णं ते कोडुम्बिय-पुरिसा जाव पच्चप्पिणंति।

ત્યાર બાદ તે કૌટુમ્બિક પુરુષો તેની આજ્ઞા પાછી આપે છે.

२१४. तए णं सा अग्गिमित्ता भारिया ण्हाया जाव पायच्छित्ता सुद्धप्पावेसाइं जाव अप्पमहग्घाभरणालंकियसरीरा चेडिया-चक्कवालपरिकिण्णा धम्मियं-जाणप्पवरं दुरुहइ, दुरुहित्ता पोलास-पुरं नगरं मज्झं-मज्झेणं निग्गच्छइ, निग्गच्छित्ता जेणेव सहस्सम्बवणे उज्जाणे तेणेव उवागच्छइ, उवा-गच्छित्ता धम्मियाओ जाणाओ पच्चो-रुहइ, पच्चोरुहित्ता चेडियाचक्क-वालपरिवुडा जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, उवा-गच्छित्ता तिक्खुत्तो जाव वंदइ, नमंसइ, वंदित्ता नमंसित्ता नच्चासन्ने नाइदूरे जाव पञ्जलिउडा ठिइया चेव पज्जुवासइ।

ત્યાર પછી તે અગ્નિમિત્રા ભાર્યા સ્નાન કરી યાવત્ કૌતુક, મંગલ અને પ્રાયશ્ચિત્ત કરી, શુદ્ધ અને સભામાં પ્રવેશ કરવા યોગ્ય વસ્ત્રો પહેરી, અલ્પ પણ મહામૂલ્ય અલંકાર વડે શરીર શણગારી, દાસીઓના સમૂહથી વીંટાયેલી તે ધાર્મિક શ્રેષ્ઠ રથ ઉપર ચઢે છે. ચઢીને પોલાશપુર નગરના મધ્યના ભાગમાં થઈને નીકળે છે. નીકળીને જ્યાં શ્રમણ ભગવાન મહાવીર હતા ત્યાં પહોંચે છે. પહોંચીને ત્રણ વાર યાવત્ વંદન-નમસ્કાર કરીને, અત્યંત પાસે નહિ તેમ અત્યંત દૂર પણ નહિ એમ, યાવત્ હાથ જોડી ઊભી રહીને પર્યુપાસના કરે છે.

२१५ तए णं समणे भगवं महावीरे अग्गि-मित्ताए तीसे य जाव धम्मं कहेइ।

ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીર અગ્નિ-મિત્રા ભાર્યાને અને તે મોટી પરિષદને યાવત્ ધર્મોપદેશ કરે છે.

२१६. तए णं सा अग्गिमित्ता भारिया समणस्स भगवओ महावीरस्स अंतिए

ત્યાર પછી તે અગ્નિમિત્રા ભાર્યા શ્રમણ ભગવંત મહાવીરની પાસે ધર્મ સાંભળી,

धम्मं सोच्चा निसम्म हट्ठ-तुट्ठा समणं भगवं महावीरं वंदइ नमंसइ, नमंसित्ता एवं वयासी—"सद्दहामि णं, भंते! निग्गंथं पावयणं जाव से जहेयं तुब्भे वयह, जहा णं देवाणुप्पियाणं अंतिए बहवे उग्गा भोगा जाव पव्वइया, नो खलु अहं तहा संचाएमि देवाणुप्पियाणं अंतिए मुण्डा भवित्ता जाव अहं णं देवाणुप्पियाणं अंतिए पंचाणुव्वइयं सत्त-सिक्खावइयं दुवालसविहं गिहि-धम्मं पडिवज्जिस्सामि।"

અવધારી, પ્રસન્ન અને સંતુષ્ટ થઈ શ્રમણ ભગવંત મહાવીરને વંદન-નમસ્કાર કરે છે. વંદન-નમસ્કાર કરીને આ પ્રમાણે કહે છે: ભગવન્! હું નિર્ગ્રન્થ પ્રવચન ઉપર શ્રદ્ધા કરું છું. યાવત્ જે તમે કહો છો તે યથાર્થ છે. જે પ્રકારે દેવાનુપ્રિય એવા આપની પાસે ઘણા ઉગ્ર કુળના, ભોગ કુળના ક્ષત્રિયોએ યાવત્ પ્રવ્રજ્યા ગ્રહણ કરી છે તે પ્રમાણે હું દેવાનુપ્રિય પાસે મુંડિત થઈને પ્રવ્રજ્યા ગ્રહણ કરવા સમર્થ નથી. પરંતુ હું આપ દેવાનુપ્રિય પાસે પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત રૂપ બાર પ્રકારના ગૃહસ્થધર્મને અંગીકાર કરીશ.

"अहासुहं, देवाणुप्पिया! मा पडिबंधं करेह"।

(ભગવંતે કહ્યું): હે દેવાનુપ્રિયે! તમને સુખ થાય તેમ કરો, પરંતુ પ્રતિબંધ ન કરો.

२१७. तए णं सा अग्गिमित्ता भारिया समणस्स भगवओ महावीरस्स अंतिए पंचाणुवइयं सत्तसिक्खा-वइयं दुवालसविहं सावग-धम्मं पडिवज्जइ, पडिवज्जित्ता समणं भगवं महावीरं वंदइ नमंसइ, वंदित्ता नमंसित्ता तमेव धम्मियं जाण-प्पवरं दुरुहइ दुरुहित्ता जामेव दिसिं पाउब्भूया तामेव दिसिं पडिगया।

ત્યાર પછી તે અગ્નિમિત્રા શ્રમણ ભગવાન મહાવીરની પાસે પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત રૂપ બાર પ્રકારના ગૃહસ્થધર્મને સ્વીકારે છે. સ્વીકાર કરીને શ્રમણ ભગવંત મહાવીરને વંદન અને નમસ્કાર કરે છે, વંદન અને નમસ્કાર કરીને તે જ ધાર્મિક યાન ઉપર આરૂઢ થાય છે અને જે દિશાથી આવી હતી તે દિશામાં પાછી જાય છે.

२१८. तए णं समणे भगवं महावीरे अन्नया कयाइ पोलासपुराओ नयराओ सहस्संबवणाओ पडिनिग्ग-

તદનન્તર શ્રમણ ભગવાન મહાવીર અન્ય કોઈ દિવસે પોલાશપુર નગરથી અને સહસ્રામ્રવન ઉદ્યાનથી નીકળે છે અને

च्छइ पडिनिगच्छित्ता बहिया जणवय-विहारं विहरइ।

નીકળીને દેશ-દેશાન્તરમાં વિહરે છે.

२१९. तए णं से सद्दालपुत्ते समणोवासए जाए अभिगय-जीवाजीवे जाव विहरइ।

તત્પશ્ચાત્ સકડાલપુત્ર શ્રમણોપાસક થયો અને જીવાજીવનો જ્ઞાતા થઈને જીવન વ્યતીત કરવા લાગ્યો.

२२०. तए णं से गोसाले मंखलिपुत्ते इमीसे कहाए लद्धट्ठे समाणे—"एवं खलु सद्दालपुत्ते आजीविय-समयं वमित्ता समणाणं निग्गंथाणं दिट्ठिं पडिवन्ने। तं गच्छामि णं सद्दालपुत्तं आजीविओवासयं समणाणं निग्गंथाणं दिट्ठिं वामेत्ता पुणरवि आजीविय-दिट्ठिं गेण्हावित्तए" त्ति कट्टु एवं संपेहेइ, संपेहित्ता आजीविय-संघ-सम्परिवुडे जेणेव पोलासपुरे नयरे, जेणेव आजीविय-सभा, तेणेव उवागच्छइ, उवागच्छित्ता आजीवियसभाए भण्डग-निक्खेवं करेइ, करेत्ता कइवएहिं आजीविएहिं सद्धिं जेणेव सद्दालपुत्ते समणोवासए तेणेव उवागच्छइ।

ત્યાર પછી મંખલીપુત્ર ગોશાલકે આ વૃત્તાન્તને સાંભળીને વિચાર કર્યો—ખરેખર સકડાલપુત્રે આજીવિક સમયનો ત્યાગ કરીને શ્રમણ નિર્ગ્રન્થની દૃષ્ટિ (શ્રદ્ધા) અંગીકાર કરી છે, તો હું જાઉં અને આજીવિકોપાસક સકડાલપુત્રને શ્રમણ નિર્ગ્રન્થોની દૃષ્ટિનો ત્યાગ કરાવી ફરીથી આજીવિકની દૃષ્ટિ સ્વીકાર કરાવું. એમ વિચારી આજીવિકોના સંઘ સહિત જ્યાં પોલાશપુર નગર છે અને જ્યાં આજીવિકસભા છે ત્યાં આવે છે, ત્યાં આવીને આજીવિકસભામાં ભાંડ-પાત્રાદિ ઉપકરણ મૂકે છે. મૂકીને કેટલાક આજીવિકો સાથે જ્યાં સકડાલપુત્ર શ્રમણોપાસક છે ત્યાં આવે છે.

२२१. तए णं से सद्दालपुत्ते समणोवासए गोसालं मंखलि-पुत्तं एज्जमाणं पासइ, पासित्ता नो आढाइ, नो परिजाणाइ, अणाढायमाणे, अपरिजाणमाणे, तुसिणीए संचिट्ठइ।

તે વારે સકડાલપુત્ર શ્રમણોપાસક મંખલીપુત્ર ગોશાલકને આવતો જુએ છે, આવતો જોઈને તેનો આદર કરતો નથી, તેને જાણતો નથી. આદર નહિ કરતો અને નહિ જાણતો તે મૂંગો બેઠો રહે છે.

२२२. तए णं से गोसाले मंखलिपुत्ते सद्दाल-पुत्तेणं समणोवासएणं अणाढाइज्ज-माणे अपरिजाणिज्जमाणे पीढ-फलग-सिज्जा-संथारट्ठयाए समणस्स भगवओ महावीरस्स गुण-कित्तणं करेमाणे सद्दालपुत्तं समणोवासयं एवं वयासी—"आगए णं, देवाणु-प्पिया! इहं महा-माहणे"? ।

ત્યાર બાદ શ્રમણોપાસક સકડાલપુત્ર વડે નહિ આદર પામેલો અને નહિ જાણેલો ગોશાલક પીઠ–ફલક, શય્યા અને સંથારા માટે શ્રમણ ભગવંત મહાવીરનાં ગુણકીર્તન કરતો શ્રમણોપાસક સકડાલપુત્રને આ પ્રમાણે બોલ્યો: હે દેવાનુપ્રિય! અહીં મહામાહન આવ્યા હતા?

२२३. तए णं से सद्दालपुत्ते समणोवासए गोसालं मंखलिपुत्तं एवं वयासी—"के णं देवाणुप्पिया! महामाहणे?"

ત્યારે તે સકડાલપુત્ર શ્રમણોપાસકે કહ્યું: હે દેવાનુપ્રિય! મહામાહન કોણ છે?

२२४. तए णं से गोसाले मंखलिपुत्ते सद्दाल-पुत्तं समणोवासयं एवं वयासी—"समणे भगवं महावीरे महामाहणे"।

ત્યારે મંખલીપુત્ર ગોશાલકે કહ્યું: શ્રમણ ભગવંત મહાવીર મહામાહન છે.

"से केणट्ठेणं, देवाणुप्पिया! एवं वुच्चइ—समणे भगवं महावीरे महामाहणे।"

સકડાલપુત્ર: દેવાનુપ્રિય! શા હેતુથી કહો છો કે શ્રમણ ભગવાન મહાવીર મહામાહન છે?

"एवं खलु, सद्दालपुत्ता! समणे भगवं महावीरे महामाहणे उप्पन्न-णाण-दंसणधरे जाव महिय–पूइए जाव तच्चकम्म-संपया-संपउत्ते। से तेणट्ठेणं, देवाणुप्पिया! एवं वुच्चइ समणे भगवं महावीरे महामाहणे"।

ગોશાલક: સકડાલપુત્ર! ખરેખર શ્રમણ ભગવાન મહાવીર, મહામાહન, ઉત્પન્ન જ્ઞાન-દર્શનને ધારણ કરનાર, યાવત્ ભક્તિ–સ્તુતિ કરાયેલા અને પૂજિત છે, યાવત્ તથ્ય-કર્મની સંપત્તિથી યુક્ત છે. તે કારણથી હે દેવાનુપ્રિય! શ્રમણ ભગવાન મહાવીર મહામાહન છે.

"आगए णं, देवाणुप्पिया! इहं महागोवे"?

ગોશાલક: દેવાનુપ્રિય! અહીં 'મહાગોપ' આવ્યા હતા?

"के णं, देवाणुप्पिया! महागोवे"!

સકડાલપુત્ર: દેવાનુપ્રિય! મહાગોપ કોણ છે?

"समणे भगवं महावीरे महागोवे"।

"से केणट्ठेणं, देवाणुप्पिया! जाव महागोवे?"

"एवं खलु, देवाणुप्पिया! समणे भगवं महावीरे संसाराडवीए बहवे जीवे नस्समाणे विणस्समाणे खज्जमाणे छिज्जमाणे भिज्जमाणे लुप्पमाणे विलुप्पमाणे धम्ममएणं दण्डेण सारक्खमाणे संगोवेमाणे, निव्वाणमहावाडं साहत्थिं संपावेइ। से तेणट्ठेणं, सद्दालपुत्ता! एवं वुच्चइ समणे भगवं महावीरे महागोवे।"

"आगए णं, देवाणुप्पिया! इहं महा-सत्थवाहे?"

"के णं, देवाणुप्पिया! महासत्थवाहे?"

"सद्दालपुत्ता! समणे भगवं महावीरे महासत्थवाहे।"

"से केणट्ठेणं०?"

"एवं खलु देवाणुप्पिया! समणे भगवं महावीरे संसाराडवीए बहवे जीवे नस्समाणे विणस्समाणे जाव विलुप्पमाणे धम्ममएणं पंथेणं सारक्खमाणे निव्वाण-महापट्टणाभिमुहे साहत्थिं संपावेइ। से तेणट्ठेणं, सद्दालपुत्ता! एवं वुच्चइ समणे भगवं महावीरे महासत्थवाहे।"

ગોશાલક: શ્રમણ ભગવાન મહાવીર મહાગોપ છે.

સકડાલપુત્ર: દેવાનુપ્રિય! કયા હેતુથી કહો છો કે શ્રમણ ભગવાન મહાગોપ છે?

ગોશાલક: દેવાનુપ્રિય! શ્રમણ ભગવાન મહાવીર સંસારાટવીમાં નાશ પામતા, વિનાશ પામતા, ભક્ષણ કરાતા, છેદાતા, ભેદાતા, લુપ્ત થતા, વિલુપ્ત થતા ઘણા જીવોને ધર્મરૂપ દંડ વડે સંરક્ષણ કરીને, સંગોપન કરીને નિર્વાણરૂપ મહાવાડામાં પોતાના હાથે પહોંચાડે છે, તે હેતુથી સકડાલપુત્ર! એમ કહેવાય છે કે શ્રમણ ભગવાન મહાવીર મહાગોપ છે.

ગોશાલક: હે દેવાનુપ્રિય! અહીં મહાસાર્થવાહ આવ્યા હતા?

સકડાલપુત્ર: મહાસાર્થવાહ કોણ છે?

ગોશાલક: સકડાલપુત્ર! શ્રમણ ભગવાન મહાવીર મહાસાર્થવાહ છે.

સકડાલપુત્ર: શા હેતુથી એમ કહો છો?

ગોશાલક: દેવાનુપ્રિય! આ પ્રમાણે શ્રમણ ભગવાન મહાવીર સંસારાટવીમાં નાશ પામતા, વિનાશ પામતા યાવત્ વિલુપ્ત થતા ઘણા જીવોને ધર્મમય માર્ગ વડે સંરક્ષણ કરતાં નિર્વાણરૂપ મહાપટ્ટણ—નગરના સન્મુખ પોતાના હાથે પહોંચાડે છે, તે હેતુથી હે સકડાલપુત્ર! એમ કહું છું કે શ્રમણ ભગવાન મહાવીર મહાસાર્થવાહ છે.

"आगए णं, देवाणुप्पिया! इहं महा-धम्मकही ?"

ગોશાલક : દેવાનુપ્રિય! અહીં મહાધર્મકથી આવ્યા હતા?

"के णं देवाणुप्पिया ! महाधम्मकही ?"

સકડાલપુત્ર : દેવાનુપ્રિય! મહાધર્મકથી કોણ છે?

"समणे भगवं महावीरे महा-धम्मकही ।"

ગોશાલક : શ્રમણ ભગવાન મહાવીર મહા-ધર્મકથી છે.

"से केणट्ठेणं समणे भगवं महा-वीरे महा-धम्मकही ?"

સકડાલપુત્ર : કયા અભિપ્રાયથી શ્રમણ ભગવાન મહાવીરને મહાધર્મકથી કહો છો?

"एवं खलु, देवाणुप्पिया ! समणे भगवं महावीरे महइ-महालयंसि संसारंसि बहवे जीवे नस्समाणे विणस्समाणे खज्जमाणे छिज्जमाणे भिज्जमाणे लुप्पमाणे विलुप्पमाणे उम्मग्ग - पडिवन्ने, सप्पहविप्पणट्ठे मिच्छत्त-बलाभिभूए अट्ठविह-कम्म-तम-पडल-पडोच्छन्ने, बहूहिं अट्ठेहि य जाव वागरणेहि य चाउरंताओ संसारकंताराओ साहत्थि नित्थारेइ। से तेणट्ठेणं, देवाणुप्पिया ! एवं वुच्चइ समणे भगवं महावीरे महा-धम्मकही।"

ગોશાલક : હે દેવાનુપ્રિય! એ પ્રમાણે ખરે-ખર શ્રમણ ભગવાન મહાવીર અત્યંત વિશાળ સંસારમાં નાશ પામતા, વિનાશ પામતા, ભક્ષણ કરાતા, છેદાતા, ભેદાતા, લુપ્ત થતા, વિલુપ્ત થતા, ઉન્માર્ગને પ્રાપ્ત થયેલા, સન્માર્ગથી ભૂલા પડેલા, મિથ્યા-ત્વના બળ વડે પરાભવ પામેલા, અને આઠ પ્રકારના કર્મરૂપ અંધકારના સમૂહથી ઢંકાયેલા ઘણા જીવોને ઘણા અર્થો યાવત્ વ્યાકરણો–ઉત્તરો વડે ચાર ગતિરૂપ સંસા-રાટવીથી પોતાના હાથે પાર ઉતારે છે. તે હેતુથી હે દેવાનુપ્રિય! એમ કહેવાય છે કે શ્રમણ ભગવાન મહાવીર મહાધર્મકથી છે.

"आगए णं, देवाणुप्पिया! इहं महानिज्जामए ?"

ગોશાલક : દેવાનુપ્રિય! અહીં મહાનિર્યામક (મોટા કર્ણધાર) આવ્યા હતા?

"के णं, देवाणुप्पिया ! महा-निज्जामए ?"

સકડાલપુત્ર : દેવાનુપ્રિય! મહાનિર્યામક કોણ છે?

"समणे भगवं महावीरे महा-निज्जामए।"

ગોશાલક : શ્રમણ ભગવાન મહાવીર મહા-નિર્યામક છે.

"से केणट्ठेणं० ?"

સકડાલપુત્ર : એમ શા હેતુથી કહો છો?

"एवं खलु, देवाणुप्पिया ! समणे भगवं महावीरे संसार-महासमुद्दे वहवे जीवे नस्समाणे विणस्समाणे जाव विलुप्पमाणे ४ वुड्डमाणे निबुड्डमाणे उप्पियमाणे धम्ममईए नावाए निव्वाण-तीराभिमुहे साहत्थि संपावेइ। से तेणट्ठेणं, देवाणुप्पिया ! एवं वुच्चइ समणे भगवं महावीरे महानिज्जामए" ।

ગોશાલક : દેવાનુપ્રિય! શ્રમણ ભગવાન મહાવીર સંસારરૂપ મહાસમુદ્રમાં નાશ પામતા, વિનાશ પામતા, યાવત્ વિલુપ્ત હતા, બુડતા, અત્યંત બુડતા, ગોથાં ખાતા ઘણા જીવોને ધર્મબુદ્ધિ રૂપ નૌકા વડે નિર્વાણરૂપ તીરની સન્મુખ પોતાના હાથે પહોંચાડે છે. તે હેતુથી, હે દેવાનુપ્રિય! એમ કહેવાય છે કે, શ્રમણ ભગવાન મહાવીર મહાનિર્યામક છે.

२२५. तए णं से सद्दालपुत्ते समणोवासए गोसालं मंखलि-पुत्तं एवं वयासी— "तुब्भे णं देवाणुप्पिया ! इय-च्छेया जाव इय-निउणा, इय-नयवादी, इय-उवएसलद्धा, इय-विण्णाण-पत्ता, पभू णं तुब्भे मम धम्मायरिएणं धम्मोवएसएणं भगवया महावीरेणं सद्धि विवादं करेत्तए ?"

ત્યાર બાદ સકડાલપુત્ર શ્રમણોપાસકે મંખલીપુત્ર ગોશાલકને આ પ્રમાણે કહ્યું: હે દેવાનુપ્રિય! તમે આવા છેક (અવસરને જાણનારા) છો. યાવત્ આવા નિપુણ (સૂક્ષ્મદર્શી) છો. એ પ્રમાણે નયવાદી--નીતિના જ્ઞાતા છો. ઉપદેશલબ્ધ—આપ્તના ઉપદેશને પામેલા છો અને વિજ્ઞાનપ્રાપ્ત છો. તો તમો મારા ધર્માચાર્ય અને ધર્મોપદેશક શ્રમણ ભગવાન મહાવીર સાથે વિવાદ કરવાને સમર્થ છો?

"नो तिणट्ठे समट्ठे" !

ગોશાલક : એ અર્થ યુક્ત નથી અર્થાત્ હું વિવાદ કરવા સમર્થ નથી.

२२६. "से केणट्ठेणं, देवाणुप्पिया ! एवं वुच्चइ-नो खलु पभू तुब्भे ममं धम्मायरिएणं जाव महावीरेणं सद्धि विवादं करेत्तए ?"

દેવાનુપ્રિય! એમ શા હેતુથી કહો છો કે તમે મારા ધર્માચાર્ય યાવત્ ભગવંત મહાવીરની સાથે વિવાદ કરવાને સમર્થ નથી?

"सदालपुत्ता ! से जहानामए केइ पुरिसे तरुणे जुगवं जाव निउण-सिप्पोवगए एगं महं अयं वा, एलयं

ગોશાલક : હે સકડાલપુત્ર! જેમ કોઈ પુરુષ તરુણ, બલવાન, યુગવાન, ઉત્તમ કાળમાં ઉત્પન્ન થયેલો, યાવત્ નિપુણ શિલ્પને પ્રાપ્ત

वा, सूयरं वा, कुक्कुडं वा, तित्तिरं वा, वट्टयं वा, लावयं वा, कवोयं वा, कविंजलं वा, वायसं वा, सेणयं वा हत्थंसि वा, पायंसि वा, खुरंसि वा, पुच्छंसि वा, पिच्छंसि वा, सिंगंसि वा, विसाणंसि वा, रोमंसि वा, जहिं-जहिं गिण्हइ, तहिं-तहिं निच्चलं निप्फंदं धरेइ। एवामेव समणे भगवं महावीरे ममं बहूहिं अट्ठेहिं य हेऊहिं य जाव वागरणेहिं य जहिं-जहिं गिण्हइ, तहिं-तहिं निप्पट्ठपसिण-वागरणं करेइ। से तेणट्ठेणं, सद्दालपुत्ता! एवं वुच्चइ नो खलु पभू अहं तव धम्मायरिएणं जाव महावीरेणं सद्धिं विवादं करेत्तए"।

થયેલો હોય, તે એક મોટા અજ, ઘેટા, સૂકર, કૂકડા, તીતર, વર્તક (વટેર), લાવક, કપોત, કપિંજલ, કાગડા અથવા બાજ પક્ષીને હાથે, પગે, ખરીએ, પૂંછડે, પીંછાંએ, શિંગડે, સૂકરના દાંતો કે રુંવાટે—જ્યાં જ્યાં પકડે ત્યાં ત્યાં નિશ્ચલ અને સ્પન્દનરહિતપણે ધારણ કરી શકે છે, એ પ્રમાણે શ્રમણ ભગવાન મહાવીર મને પણ અર્થો, હેતુઓ, યાવત્ ઉત્તરો વડે જ્યાં જ્યાં પકડે ત્યાં ત્યાં નિરુત્તર કરે છે. તે હેતુથી સકડાલપુત્ર! હું એમ કહું છું કે હું તારા ધર્માચાર્ય યાવત્ ભગવાન મહાવીરની સાથે વિવાદ કરવાને સમર્થ નથી.

२२७. तए णं से सद्दालपुत्ते समणोवासए गोसालं मंखलिपुत्तं एवं वयासी—"जम्हा णं, देवाणुप्पिया! तुब्भे मम धम्मायरियस्स जाव महावीरस्स संतेहिं, तच्चेहिं तहिएहिं सब्भूएहिं भावेहिं गुणकित्तणं करेह, तम्हा णं अहं तुब्भे पाडिहारिएणं पीढ जाव संथारएणं उवनिमंतेमि।" नो चेव णं धम्मोत्ति वा, तवोत्ति वा, तं गच्छह णं तुब्भे मम कुम्भारावणेसु पाडिहारियं पीढ-फलग जाव ओगिण्हित्ताणं विहरह।"

ત્યાર બાદ શ્રમણોપાસક સકડાલપુત્રે મંખલીપુત્ર ગોશાલકને આ પ્રમાણે કહ્યું: દેવાનુપ્રિય! કેમકે તમે મારા ધર્માચાર્ય યાવત્ ભગવાન મહાવીરના વિદ્યમાન, સત્ય, તથા પ્રકારના સદ્ભૂત ભાવો વડે ગુણકીર્તન કરો છો, તેથી હું તમને પાછા આપવા યોગ્ય પીઠ, આસન યાવત્ સંસ્તારક વડે આમંત્રણ કરું છું. પરંતુ ધર્મ અથવા તપની બુદ્ધિથી કરતો નથી. માટે તમે જાઓ અને મારા કુંભકારની દુકાનોથી પ્રાતિહારિક પીઠ, ફલક યાવત્ ગ્રહણ કરીને વિચરો.

२२८. तए णं से गोसाले मंखलिपुत्ते सद्दालपुत्तस्स समणोवासयस्स एयमट्ठं पडिसुणेइ, पडिसुणेत्ता कुम्भारावणेसु पाडिहारियं पीढ जाव ओगिण्हित्ताणं विहरइ।

તત્પશ્ચાત્ મંખલીપુત્ર ગોશાલક સકડાલપુત્ર શ્રાવકની આ વાત સ્વીકાર કરે છે અને એની દુકાનોમાંથી પ્રાતિહારક પીઠ આદિ ગ્રહણ કરીને યાવત્ વિહરે છે.

२२९. तए णं से गोसाले मंखलि-पुत्ते सद्दालपुत्तं समणोवासयं जाहे नो संचाएइ बहूहिं आघवणाहि य पण्णवणाहि य सण्णवणाहि य विण्णवणाहि य निग्गंथाओ पावयणाओ चालित्तए वा खोभित्तए वा विपरिणामित्तए वा, ताहे संते तंते परितंते पोलासपुराओ नयराओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता बहिया जणवयविहारं विहरइ।

ત્યાર પછી તે મંખલીપુત્ર ગોશાલક શ્રમણોપાસક સકડાલપુત્રને જ્યારે સામાન્ય કથનથી, પ્રજ્ઞાપના (વિવિધ પ્રરૂપણા)થી પ્રતિબોધ કરીને અને વિજ્ઞાપના (અનુનય) કરીને નિર્ગ્રન્થ પ્રવચનથી ચલાયમાન કરવાને, ક્ષુબ્ધ કરવાને, વિપરિણત કરવાને સમર્થ થતો નથી ત્યારે થાકેલો, ખિન્ન થયેલો અને અતીવ દુઃખિત થયેલો તે પોલાશપુર નગરથી નીકળે છે અને બહારના દેશોમાં વિહરે છે.

२३०. तए णं तस्स सद्दालपुत्तस्स समणोवासयस्स बहूहिं सील० जाव भावेमाणस्स चोद्दस संवच्छरा वइक्कंता। पण्णरसमस्स संवच्छरस्स अंतरा वट्टमाणस्स पुव्वरत्तावरत्तकाले जाव पोसहसालाए समणस्स भगवओ महावीरस्स अंतियं धम्म-पण्णत्तिं उवसंपज्जित्ताणं विहरइ।

તદનન્તર સકડાલપુત્ર શ્રમણોપાસકને ઘણાં શીલવ્રત વગેરે વડે યાવત્ આત્માને ભાવિત કરતાં ચૌદ વર્ષ વ્યતીત થઈ ગયાં. જ્યારે તેને પંદરમું વર્ષ ચાલતું હતું ત્યારે રાત્રિના મધ્ય સમયે (ધર્મજાગરણ કરતાં વિચાર થયો) યાવત્ તે પોષધશાલામાં શ્રમણ ભગવંત મહાવીરની પાસેથી ધર્મપ્રજ્ઞપ્તિનો સ્વીકાર કરીને વિચરવા લાગ્યો.

२३१. तए णं तस्स सद्दालपुत्तस्स समणोवासयस्स पुव्वरत्तावरत्तकाले एगे देवे अंतियं पाउब्भवित्था।

ત્યારે સકડાલપુત્ર શ્રમણોપાસકની પાસે મધ્યરાત્રિએ એક દેવ આવ્યો.

२३२. तए णं से देवे एगं महं नीलुप्पल जाव असिं गहाय सद्दालपुत्तं समणोवासयं एवं वयासी—(जहा चुलणीपियस्स तहेव देवो उवसग्गं करेइ। नवरं एक्केक्के पुत्ते नव मंस-सोल्लए करेइ) जाव कनीयसं घाएइ, घाइत्ता जाव आयंचइ।

તે દેવે એક મોટી નીલકમલ જેવી તલવાર લઈને સકડાલપુત્ર શ્રમણોપાસકને આ પ્રમાણે કહ્યું : જેમ ચુલનીપિતાને કહ્યું હતું તેમ અહીં પણ કહેવું, અને તેમ જ દેવ ઉપસર્ગ કરે છે, પરંતુ એક-એક પુત્રના નવ-નવ માંસના ખંડ કરે છે યાવત્ સૌથી નાના પુત્રનો ઘાત કરે છે. ઘાત કરીને તેનાં લોહી અને માંસ વડે તેના શરીરને છાંટે છે.

२३३. तए णं से सद्दालपुत्ते समणोवासए अभीए जाव विहरइ।

ત્યારે તે સકડાલપુત્ર શ્રમણોપાસક ભયરહિત થઈ અચલિતભાવે યાવત્ રહે છે.

२३४. तए णं से देवे सद्दालपुत्तं समणोवासयं अभीयं जाव पासित्ता चउत्थंपि सद्दालपुत्तं समणोवासयं एवं वयासी—"हंभो सद्दालपुत्ता! समणोवासया! अपत्थिय-पत्थया! जाव न भंजसि तओ जा इमा अग्गिमित्ता भारिया धम्म-सहाइया, धम्म-बिइज्जिया धम्माणुराग-रत्ता सम-सुह-दुक्ख-सहाइया, तं ते साओ गिहाओ नीणेमी, नीणित्ता तव अग्गओ घाएमि, घाइत्ता नव मंस-सोल्लए करेमि, करेत्ता आदाण-भरियंसि कडाहयंसि अद्दहेमि, अद्दहेत्ता तव गायं मंसेण य आयंचामि, जहा णं तुमं अट्ट, दुहट्ट जाव ववरोविज्जसि"।

ત્યાર બાદ તે દેવે સકડાલપુત્ર શ્રમણોપાસકને નિર્ભય યાવત્ જોઈને ચોથી વાર પણ સકડાલપુત્ર શ્રમણોપાસકને આ પ્રમાણે કહ્યું : અપ્રાર્થિત-મરણની પ્રાર્થના કરનાર હે સકડાલપુત્ર શ્રમણોપાસક! જો તું શીલ-વ્રતાદિક ભાંગીશ નહિ તો જે આ તને ધર્મમાં સહાય કરનારી, ધર્મમાં દ્વિતીય, ધર્મના અનુરાગ વડે રંગાયેલી અને સમાનપણે સુખ-દુઃખમાં સહાય કરનારી તારી અગ્નિમિત્રા ભાર્યાને તારા પોતાના ઘરેથી લઈ આવીશ અને લાવીને તારી સામે ઘાત કરીશ, ઘાત કરીને નવ માંસના ટુકડા કરીશ, અને આંધણથી ભરેલા કઢાયમાં ઉકાળીશ, ઉકાળીને તારા શરીરને માંસ અને લોહી વડે છાંટીશ. જેથી તું આર્તધ્યાનની અત્યંત પરાધીનતાથી પીડિત થઈને જીવનથી મુક્ત થઈશ.

२३५. तए णं से सद्दालपुत्ते समणोवासए तेणं देवेणं एवं वुत्ते समाणे अभीए जाव विहरइ।

તે દેવના એ પ્રમાણે કહેવા છતાં પણ તે સકડાલપુત્ર શ્રમણોપાસક નિર્ભય થઈને જ વિચરે છે.

२३६. तए णं से देवे सद्दालपुत्तं समणोवासयं दोच्चंपि तच्चंपि एवं वयासी —"हंभो सद्दालपुत्ता! समणोवासया!" तं चेव भणइ।

ત્યાર બાદ તે દેવે સકડાલપુત્ર શ્રમણોપાસકને બીજી વાર અને ત્રીજી વાર પણ એ પ્રમાણે કહ્યું:

२३७. तए णं तस्स सद्दालपुत्तस्स समणोवासयस्स तेणं देवेणं दोच्चंपि तच्चंपि एवं वुत्तस्स समाणस्स अयं अज्झत्थिए समुप्पन्ने ४ एवं जहा चुलणीपिया! तहेव चिंतेइ। "जेणं ममं जेट्ठं पुत्तं, जेणं ममं मज्झिमयं पुत्तं जेणं ममं कणीयसं पुत्तं जाव आयंचइ, जावि य णं ममं इमा अग्गिमित्ता भारिया समसुहदुक्खसहाइया, तंपि य इच्छइ, साओ गिहाओ नीणित्ता ममं अग्गओ घाएत्तए। तं सेयं खलु ममं एयं पुरिसं गिण्हित्तए त्ति" कट्टु उद्धाइए। (जहा चुलणीपिया तहेव सव्वं भाणियव्वं नवरं)

अग्गिमित्ता भारिया कोलाहलं सुणित्ता भणइ। सेसं जहा चुलणीपियावत्तव्वया, नवरं अरुणभूए

સકડાલપુત્ર! ઇત્યાદિ (પૂર્વોક્ત) કહે છે. તે પછી તે દેવે બીજી વાર અને ત્રીજી વાર પણ એ પ્રમાણે કહ્યું. એટલે સકડાલપુત્ર શ્રમણોપાસકને આ પ્રકારનો વિચાર ઉત્પન્ન થયો—તે ચુલનીપિતાની પેઠે વિચાર કરે છે કે જે મારા મોટા પુત્રને, મારા મધ્યમ પુત્રને અને નાના પુત્રને મારી (તેનાં લોહી અને માંસ મારા શરીરને) છાંટે છે અને જે આ મારી અગ્નિમિત્રા ભાર્યા છે, જે સુખ-દુઃખમાં સમાન, સહાય કરનારી છે તેને પણ મારા પોતાના ઘરેથી લઈને આવીને મારી સામે ઘાત કરવાને ઇચ્છે છે, તો એ પુરુષને પકડવો યોગ્ય છે, એમ વિચાર કરીને તે પકડવા દોડ્યો. ઇત્યાદિ ચુલનીપિતા સંબંધે કહ્યું છે તેમ બધું કહ્યું. પરંતુ અહીં અગ્નિમિત્રા ભાર્યા કોલાહલ સાંભળીને આવે છે અને તેને કહે છે. બાકી બધી વક્તવ્યતા ચુલનીપિતાની વક્તવ્યતા જેમ જાણવી.

विमाणे उववन्ने जाव महाविदेहे वासे सिज्झिहिइ। निक्खेवओ।

सत्तमस्स अङ्गस्स उवासगदसाणं सत्तमं सद्दालपुत्तमज्झयणं समत्तं।

વિશેષ એ કે સકડાલપુત્ર અન્તમાં સંલેખના કરી, શરીર ત્યાગી અરુણભૂત વિમાનમાં ઉત્પન્ન થયો અને યાવત્ મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ ગ્રહણ કરીને સિદ્ધ પદ પામશે.

સાતમું અધ્યયન સમાપ્ત.



## અધ્યયન આઠમું

# મહાશતક

२३८. अट्ठमस्स उक्खेवओ, एवं खलु, जम्बू! तेणं कालेणं तेणं समएणं रायगिहे नयरे। गुणसिले चेइए। सेणिए राया।

આઠમા અધ્યયનનો ઉપોદ્ઘાત કહેવો. હે જંબૂ! એ પ્રમાણે ખરેખર તે કાળે અને તે સમયે રાજગૃહ નગર હતું. ત્યાં ગુણ-શીલ નામક ચૈત્ય હતું. શ્રેણિક રાજા રાજ્ય કરતો હતો.

२३९. तत्थ णं रायगिहे महासयए नामं गाहावई परिवसइ, अड्ढे, जहा आणंदो। नवरं अट्ठ हिरण्ण-कोडीओ सकंसाओ निहाण-पउत्ताओ, अट्ठ हिरण्ण-कोडीओ सकंसाओ वुड्ढि-पउत्ताओ, अट्ठ हिरण्ण-कोडीओ सकंसाओ पवित्थर-पउत्ताओ, अट्ठ वया दसगोसाहस्सिएणं वएणं।

તે રાજગૃહ નગરમાં મહાશતક નામે ગૃહપતિ રહેતો હતો. તે ધનવાન અને આનંદ શ્રમણોપાસકની જેમ ધનાઢ્ય હતો. પરંતુ તેણે કાંસ્ય સહિત આઠ હિરણ્યકોટિ નિધાનમાં મૂકેલ, કાંસ્ય સહિત આઠ હિરણ્ય-કોટિ વૃદ્ધિમાં વ્યાજે મૂકેલ અને કાંસ્ય સહિત આઠ હિરણ્યકોટિ ધન-ધાન્યાદિના વિસ્તારમાં રોકેલી હતી. તેને ત્યાં દસ હજાર ગાયોનું એક વ્રજ એવાં આઠ વ્રજો હતાં, એટલે ૮૦ હજાર ગાયો હતી.

२४०. तस्स णं महासयगस्स रेवई-पामोक्खाओ तेरस भारियाओ होत्था, अहीण जाव सुरूवाओ।

તે મહાશતકને રેવતી વગેરે તેર સ્ત્રીઓ હતી. તે પરિપૂર્ણ અંગવાળી અને સુંદર રૂપવાળી હતી.

२४१. तस्स णं महासयगस्स रेवईए भारियाए कोल-घरियाओ अट्ठ हिरण्ण-कोडीओ, अट्ठ वया दस-गो-साहस्सिएणं वएणं होत्था। अवसेसाणं दुवालसण्हं

તે મહાશતકની ભાર્યા રેવતીને કુલઘર-પિતાના ઘરથી આવેલ આઠ હિરણ્યકોટિ અને દશ હજાર ગાયોનાં એક વ્રજના હિસાબે આઠ વ્રજો હતાં. બાકીની બાર

भारियाणं कोल-घरिया एगमेगा हिरण्ण-कोडी एगमेगे य वए दस-गो-साहस्सिएणं वएणं होत्था।

સ્ત્રીઓને પોતપોતાના ઘરેથી આવેલ એક-એક હિરણ્યકોટિ અને દશ-દશ હજાર ગાયોનું એક-એક વ્રજ હતું.

२४२. तेणं कालेणं तेणं समएणं सामी समोसढे। परिसा निग्गया। जहा आणंदो तहा निग्गच्छइ। तहेव सावय-धम्मं पडिवज्जइ। नवरं अट्ठ हिरण्ण-कोडीओ सकंसाओ उच्चारेइ, अट्ठ वया, रेवई-पामोक्खाहिं तेरसहिं भारियाहिं अवसेसं मेहुणविहिं पच्चक्खाइ। सेसं सव्वं तहेव इमं च णं एयारूवं अभिग्गहं अभिगिण्हइ—"कल्लाकल्लिं च णं कप्पइ मे वेदोणियाए कंस-पाईए हिरण्ण-भरियाए संववहरित्तए"।

તે કાળે અને તે સમયે મહાવીર સ્વામી સમોસર્યા. પરિષદ વાંદવાને નીકળી. મહાશતક પણ આનંદની જેમ વંદન કરવાને નીકળે છે અને તેમ જ શ્રાવકધર્મને અંગીકાર કરે છે, પરંતુ કાંસ્ય સહિત આઠ હિરણ્યકોટિ અને આઠ વ્રજના પરિમાણનો ઉચ્ચાર કરે છે. આટલી મર્યાદા રાખે છે. તથા રેવતી પ્રમુખ તેર ભાર્યાઓ સિવાય અવશેષ મૈથુનવિધિનો ત્યાગ કરે છે. બાકી બધું તેમ જ જાણવું. આવા પ્રકારનો અભિગ્રહ ગ્રહણ કરે છે. હમેશાં બે દ્રોણ જેટલી કાંસ્યપાત્રમાં ભરેલી સ્વર્ણમુદ્રાઓ વડે વ્યવહાર (વ્યાપાર) કરવો મને કલ્પે છે.

२४३. तए णं से महासयए समणोवासए जाए अभिगय-जीवाजीवे जाव विहरइ।

ત્યાર બાદ મહાશતક શ્રમણોપાસક થયો અને તે જીવ અને અજીવ તત્ત્વનો જ્ઞાતા થઈ યાવત્ વિચરવા લાગ્યો.

२४४. तए णं समणे भगवं महावीरे बहिया जणवयविहारं विहरइ।

ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીર વિહાર કરી ગયા અને અન્ય જનપદોમાં વિચરવા લાગ્યા.

२४५. तए णं तीसे रेवईए गाहावइणीए अन्नया कयाइ पुव्वरत्तावरत्त काल-समयंसि कुडुम्ब जाव इमेयारूवे अज्झत्थिए ४—"एवं खलु अहं इमासिं

ત્યાર બાદ રેવતી ગૃહપત્નીને અન્ય કોઈ દિવસે મધ્યરાત્રિના સમયે કુટુંબજાગરણ કરતાં આવા પ્રકારનો વિચાર ઉત્પન્ન થયો—એ પ્રમાણે ખરેખર હું બાર પત્નીઓનાં

दुवालसण्हं सवत्तीणं विघाएणं नो संचाएमि महासयएणं समणोवासएणं सद्धिं उरालाइं माणुस्सयाइं भोग-भोगाइं भुञ्जमाणी विहरित्तए। तं सेयं खलु ममं एयाओ दुवालसवि सवत्तियाओ अग्गिप्पओगेणं वा, विसप्पओगेणं वा जीवियाओ ववरोवित्ता एयासिं एगमेगं हिरण्ण-कोडिं, एगमेगं वयं सयमेव उवसम्पज्जित्ता णं महासयएणं समणोवासएणं सद्धिं उरालइं जाव विहरित्तए" एवं संपेहेइ, संपेहेइत्ता तासिं दुवालसण्हं सवत्तीणं अंतराणि य, छिद्दाणि य, विवराणि य पडिजागरमाणी विहरइ।

વિઘ્નનાં કારણે મહાશતક શ્રમણોપાસક સાથે ઉદાર મનુષ્ય સંબંધી ભોગવવા યોગ્ય ભોગોને ભોગવવા સમર્થ થતી નથી. માટે આ બારે સપત્નીઓને અગ્નિપ્રયોગ વડે, શસ્ત્રપ્રયોગ વડે અથવા વિષપ્રયોગ વડે જીવનથી મુક્ત કરીને અને તેઓની એક-એક હિરણ્યકોટિ અને એક-એક ગાયોના વ્રજ ઉપર સ્વયમેવ કબજો કરીને મહાશતક શ્રમણોપાસક સાથે ઉદાર ભોગો યાવત્ ભોગવવા યોગ્ય છે. રેવતી એમ વિચાર કરે છે, વિચાર કરીને તે સપત્નીઓને મારવા માટે અંતર, અવસર, છિદ્રો અને એકાન્ત જોતી રહે છે.

२४६. तए णं सा रेवई गाहावइणी अन्नया कयाइ तासिं दुवालसण्हं सवत्तीणं अंतरं जाणित्ता छ सवत्तीओ सत्थ-प्पओगेणं उद्दवेइ, उद्दवेत्ता छ सवत्तीओ विस-प्पओगेणं उद्दवेइ, उद्दवेत्ता तासिं दुवालसण्हं सवत्तीणं कोल-घरियं एगमेगं हिरण्ण-कोडिं, एगमेगं वयं सयमेव पडिवज्जइ, पडिवज्जित्ता महासयएणं समणोवासएणं सद्धिं उरालाइं भोगभोगइं भुञ्जमाणी विहरइ।

ત્યાર બાદ રેવતી ગૃહપત્ની અન્ય કોઈ દિવસે તે બારે સપત્નીઓનાં છિદ્રો જાણીને છ સપત્નીઓને શસ્ત્રપ્રયોગથી અને છ સપત્નીઓને વિષપ્રયોગથી મારી નાખે છે. મારીને તે બારે સપત્નીઓનાં પિતૃગૃહથી આવેલ એક-એક હિરણ્યકોટિ અને એક-એક વ્રજને સ્વયમેવ ગ્રહણ કરે છે. ગ્રહણ કરીને મહાશતક શ્રમણોપાસક સાથે ઉદાર ભોગોને ભોગવતી રહે છે.

२४७. तए णं सा रेवई गाहावइणी मंस-लोलुया मंसेसु मुच्छिया, गिद्धा, गढिया, अज्झोववन्ना वहु-विहेहिं

તે પછી તે રેવતી ગૃહપત્ની માંસને વિષે લોલુપ થયેલી, માંસમાં મૂર્છિત થયેલી યાવત્ અત્યંત આસક્ત થયેલી, બહુ પ્રકારનાં

मंसेहि य, सोल्लेहि य, तलिएहि य भज्जिएहि य सुरं च महुं च मेरगं च मज्जं च सीधुं च पसन्नं च आसाएमाणी ४ विहरइ।

શેકેલા, તળેલા અને ભૂંજેલા માંસની સાથે સુરા, મધુ, મેરક, મદ્ય, સીધુ અને પ્રસન્ના મદિરાનો આસ્વાદ કરતી, વિશેષ પ્રકારે આસ્વાદન કરતી તથા પરિવારને વહેંચતી વિચરે છે.

२४८. तए णं रायगिहे नयरे अन्नया कयाइ अमाघाए घुट्ठे यावि होत्था।

તત્પશ્ચાત્ રાજગૃહ નગરમાં અન્ય કોઈ દિવસે અમારિ અર્થાત્ કોઈ જીવને ન મારવાની ઘોષણા થઈ.

२४९. तए णं सा रेवई गाहावइणी मंस-लोलुया मंसेसु मुच्छिया ४ कोलघरिए पुरिसे सद्दावेइ, सद्दावित्ता एवं वयासी—"तुब्भे, देवाणुप्पिया! मम कोल-घरिएहिंतो वएहिंतो कल्लाकल्लिं दुवे-दुवे गोणपोयए उद्दवेह, उद्दवित्ता ममं उवणेह"।

ત્યારે તે માંસમાં લોલુપ, માંસમાં મૂર્છિત થયેલી રેવતી ગૃહપત્ની કૌલગૃહ-પિતૃગૃહ-પિયરના પુરુષોને બોલાવે છે. બોલાવીને તેણે આ પ્રમાણે કહે છે: હે દેવાનુપ્રિયો! તમે મારા પિતૃગૃહ સંબંધી વ્રજોમાંથી દરેક પ્રભાતે બબ્બે વાછરડાંનો વધ કરો અને વધ કરીને મને આપો.

२५०. तए णं ते कोल-घरिया पुरिसा रेवईए गाहावइणीए 'तह'त्ति एयमट्ठं विणएणं पडिसुणंति, पडिसुणित्ता रेवईए गाहावइणीए कोलघरिएहिंतो वएहिंतो कल्ला-कल्लिं दुवे-दुवे गोण-पोयए वहेंति, वहित्ता रेवईए गाहावइणीए उवणेंति।

તદનન્તર તેના પિયરના તે પુરુષો રેવતી ગૃહપત્નીના એ અર્થને 'તહ'ત્તિ કહીને વિનય વડે સ્વીકારે છે, સ્વીકારીને રેવતી ગૃહપત્નીના પિયરનાં વ્રજોમાંથી દરેક પ્રભાતે બબ્બે વાછરડાંઓનો વધ કરે છે, વધ કરીને રેવતી ગૃહપત્નીને આપે છે.

२५१. तए णं सा रेवई गाहावइणी तेहिं मंसेहिं सोल्लेहि य ४ सुरं च ६ आसाएमाणी ४ विहरइ।

ત્યાર પછી તે રેવતી ગૃહપત્ની તે શેકેલા, તળેલા અને ભૂંજેલા વાછરડાના માંસની સાથે સુરા-મદિરાનો આસ્વાદ કરતી વિચરે છે.

२५२. तए णं तस्स महासयगस्स समणोवासगस्स बहूहिं सील जाव भावेमाणस्स चोद्दस संवच्छरा वइक्कंता। एवं तहेव जेट्ठं पुत्तं ठवेइ, जाव पोसह-सालाए धम्म-पण्णत्तिं उवसंपज्जित्ता णं विहरइ।

બીજી વાત. તે મહાશતક શ્રમણોપાસકને ઘણાં શીલવ્રતો વગેરે વડે આત્માને ભાવિત કરતાં ચૌદ વરસ વ્યતીત થયા, ત્યારે તે આનંદની પેઠે પોતાના મોટા પુત્રને કુટુંબનો ભાર સંભળાવે છે. યાવત્ પોષધશાલામાં જઈ ધર્મપ્રજ્ઞપ્તિને સ્વીકારીને વિચરે છે.

२५३. तए णं सा रेवई गाहावइणी मत्ता लुलिया विइण्णकेसी उत्तरिज्जयं विकड्ढमाणी २ जेणेव पोसह-साला जेणेव महासयए समणोवासए तेणेव उवागच्छइ, उवागच्छित्ता मोहुम्मायजणणाइं सिंगारियाइं इत्थि-भावाइं उवदंसेमाणी २ महासययं समणोवासयं एवं वयासी—"हंभो महासयया! समणोवासया! धम्म-कामया! पुण्ण-कामया! सग्ग-कामया! मोक्ख-कामया! धम्म-कङ्खिया! ४ धम्म-पिवासिया ४, किण्णं तुब्भं, देवाणुप्पिया! धम्मेण वा, पुण्णेण वा, सग्गेण वा, मोक्खेण वा?, जण्णं तुमं मए सद्धिं उरालाइं जाव भुञ्जमाणे नो विहरसि?"।

ત્યાર પછી તે રેવતી ગૃહપત્ની મત્ત-ઉન્મત્ત થયેલી, સ્ખલના પામતી, છૂટા કેશવાળી, ઉપરનાં વસ્ત્રને દૂર કરતી કરતી, જ્યાં પોષધશાલા છે, અને જ્યાં મહાશતક શ્રમણોપાસક છે, ત્યાં આવે છે. ત્યાં આવીને મોહોન્માદ ઉત્પન્ન કરનારા, શૃંગાર રસવાળા સ્ત્રીભાવ–કટાક્ષ આદિને પ્રદર્શિત કરે છે, અને મહાશતક શ્રમણોપાસકને આ પ્રમાણે કહે છે: ધર્મની ઇચ્છાવાળા, પુણ્યની ઇચ્છાવાળા, સ્વર્ગની ઇચ્છાવાળા, મોક્ષની ઇચ્છાવાળા, ધર્મની કાંક્ષાવાળા (૪) ધર્મની પિપાસાવાળા (૪) હે મહાશતક શ્રમણોપાસક! હે દેવાનુપ્રિય! તમારે ધર્મ, પુણ્ય, સ્વર્ગ કે મોક્ષનું શું કામ છે, કે જે તમે મારી સાથે ઉદાર યાવત્ ભોગવવા લાયક ભોગો ભોગવતા નથી?

२५४. तए णं से महासयए समणोवासए रेवईए गाहावईणीए एयमट्ठं नो आढाइ, नो परियाणाइ, अणाढाइज्जमाणे अपरियाणमाणे तुसिणीए धम्मज्झाणोवगए विहरइ।

તે પછી તે મહાશતક શ્રમણોપાસક રેવતી ગૃહપત્નીની આ વાતનો આદર કરતો નથી. અને તે તરફ ધ્યાન આપતો નથી. આદર નહિ કરતો અને ધ્યાન ન આપતો તે મૌન ધારણ કરી ધર્મધ્યાનમાં સ્થિર રહે છે.

२५५. तए णं सा रेवई गाहावइणी महासययं समणोवासयं दोच्चंपि तच्चंपि एवं वयासी—"हंभो" ! तं चेव भणइ, सोवि तहेव जाव अणाढाइज्जमाणे अपरियाणमाणे विहरइ।

ત્યાર બાદ તે રેવતી ગૃહપત્નીએ મહાશતક શ્રમણોપાસકને બીજી વાર અને ત્રીજી વાર આ પ્રમાણે કહ્યું : હે મહાશતક શ્રમણોપાસક! ઇત્યાદિ તેમ જ કહે છે. તે (મહાશતક શ્રમણોપાસક) પણ તેમ જ યાવત્ આદર નહિ કરતો, નહિ ધ્યાન આપતો ધ્યાનમગ્ન રહે છે.

२५६. तए णं सा रेवई गाहावइणी महासयएणं समणोवासएणं अणाढाइज्जमाणी अपरियाणमाणी जामेव दिसं पाउब्भूया तामेव दिसं पडिगया।

તે પછી જ્યારે મહાશતક શ્રમણોપાસકે આદર ન કર્યો અને ધ્યાન ન દીધું ત્યારે તે રેવતી જે દિશા તરફથી આવી હતી તે દિશા તરફ ચાલી ગઈ.

२५७. तए णं से महासयए समणोवासए पढमं उवासग-पडिमं उवसंपज्जित्ता णं विहरइ। पढमं अहा-सुत्तं जाव एक्कारसऽवि।

ત્યાર બાદ મહાશતક શ્રમણોપાસક પ્રથમ ઉપાસક પ્રતિમાને સ્વીકારીને વિચરે છે. પ્રથમ પ્રતિમાને સૂત્રમાં કહ્યા પ્રમાણે પૂર્ણ કરે છે. એમ અગિયાર પ્રતિમાઓને પૂર્ણ કરે છે.

२५८. तए णं महासयए समणोवासए तेणं उरालेणं जाव किसे धमणिसंतए जाए।

તત્પશ્ચાત્ મહાશતક શ્રમણોપાસક તે ઉદાર તપ વડે યાવત્ કૃશ–દુર્બળ થયો અને ધમનીઓ (નાડીઓ) વડે વ્યાપ્ત થઈ ગયો અર્થાત્ તેની નસેનસ દેખાવા લાગી.

२५९. तए णं तस्स महासययस्स समणोवासयस्स अन्नया कयाइ पुव्वरत्तावरत्तकाले धम्म-जागरियं जागरमाणस्स अयं अज्झत्थिए ४—"एवं खलु अहं इमेणं उरालेणं" जहा आणंदो तहेव अपच्छिम-मारणंतिय-

ત્યાર પછી તે મહાશતક શ્રમણોપાસકને અન્ય કોઈ દિવસે મધ્યરાત્રિના સમયે ધર્મજાગરણ કરતાં આવા પ્રકારનો વિચાર થયો : આ ઉદાર તપ વડે હું કૃશ થયો છું. ઇત્યાદિ આનંદની જેમ બધું કહેવું. અને તે છેલ્લી મારણાન્તિક સંલેખના અંગીકાર કરીને,

संलेहणाए झुसियसरीरे भत्त-पाण-पडियाइक्खिए कालं अणवकंखमाणे विहरइ।

શરીરનો ત્યાગ કરીને અને ભાત-પાણીના પણ પ્રત્યાખ્યાન કરીને કાળની દરકાર કર્યા વિના વિચરવા લાગ્યો.

२६०. तए णं तस्स महासयगस्स समणोवासगस्स सुभेणं अज्झवसाणेणं जाव खओवसमेणं ओहिणाणे समुप्पन्ने—पुरत्थिमेणं लवणसमुद्दे जोयणसाहस्सियं खेत्तं जाणइ पासइ, एवं दक्खिणेणं, पच्चत्थिमेणं, उत्तरेणं जाव चुल्लहिमवंतं वासहर-पव्वयं जाणइ पासइ, अहे इमीसे रयणप्पभाए पुढवीए लोलुयच्चुयं नरयं चउरासीइ-वास-सहस्स-ट्ठिइयं जाणइ पासइ।

તદનન્તર મહાશતક શ્રમણોપાસકને શુભ અધ્યવસાય વડે યાવત્ (અવધિજ્ઞાનાવરણના) ક્ષયોપશમ વડે અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. તે અવધિજ્ઞાનથી પૂર્વ દિશાએ લવણ સમુદ્રમાં હજાર યોજન પ્રમાણ ક્ષેત્ર જાણે છે અને દેખે છે. એમ દક્ષિણ અને પશ્ચિમ દિશાએ પણ જાણવું, ઉત્તર દિશાએ યાવત્ ચુલ્લ-હિમવંત વર્ષધર પર્વતને જાણે છે અને દેખે છે. અધોદિશામાં રત્નપ્રભા પૃથ્વીના ચોરાશી હજાર વરસની સ્થિતિવાળા લોલુપાચ્યુત નામના નરકાવાસને જાણે છે અને દેખે છે.

२६१. तए णं सा रेवई गाहावइणी अन्नया कयाइ मत्ता जाव उत्तरिज्जयं विकड्ढेमाणी २ जेणेव महासयए समणोवासए जेणेव पोसहसाला तेणेव उवागच्छइ, उवागच्छित्ता महासययं तहेव भणइ, जाव दोच्चंपि तच्चंपि एवं वयासी—"हंभो!" तहेव।

ત્યાર બાદ તે રેવતી ગૃહપત્ની અન્ય કોઈ દિવસે મત્ત-ઉન્મત્ત થયેલી, યાવત્ ઉત્તરીય—ઉપરનાં વસ્ત્રને કાઢી નાખતી ૨ જ્યાં પૌષધ-શાલા છે અને જ્યાં મહાશતક શ્રમણોપાસક છે, ત્યાં આવે છે. આવીને મહાશતક શ્રમણોપાસકને પૂર્વ પ્રમાણે કહે છે. યાવત્ તેણે બીજી વાર અને ત્રીજી વાર એ પ્રમાણે કહ્યુ: હે મહાશતક શ્રમણોપાસક! ઇત્યાદિ પૂર્વે કહેલું તેમ જ જાણવું.

२६२. तए णं से महासयए समणोवासए रेवईए गाहावइणीए दोच्चंपि तच्चंपि एवं वुत्ते समाणे आसुरुत्ते ४ ओहिं पउंजइ, पउंजित्ता ओहिणा आभोएइ,

તે પછી રેવતી ગૃહપત્નીએ જ્યારે બીજી વાર અને ત્રીજી વાર એ પ્રમાણે કહ્યું ત્યારે મહાશતકે પોતાના અવધિજ્ઞાનનો પ્રયોગ કર્યો, અને અવધિજ્ઞાન વડે જાણ્યું. જાણીને

आभोइत्ता रेवइं गाहावइणिं एवं वयासी—"हंभो रेवई ! अपत्थिय-पत्थिए ४ एवं खलु तुमं अंतो सत्त-रत्तस्स अलसएणं वाहिणा अभिभूया समाणी अट्ट-दुहट्ट-वसट्टा असमाहिपत्ता कालमासे कालं किच्चा अहे इमीसे रयणप्पभाए पुढवीए लोलुयच्चुए नरए चउरासीइ-वास-सहस्स-ट्ठिइएसु नेरइएसु नेरइयत्ताए उववज्जिहिसि"।

તેણે રેવતી ગૃહપત્નીને આ પ્રમાણે કહ્યું: અપ્રાર્થિત (મરણ)ની પ્રાર્થના કરનાર હે રેવતી! તું ખરેખર સાત રાતની (દિવસની) અંદર અલસક (વિસૂચિકા) રોગ વડે પીડિત થઈ, આર્તધ્યાનની અત્યંત પરવશતાથી દુઃખી થયેલી અસમાધિને પ્રાપ્ત થઈને મરણ પામીને, રત્નપ્રભા પૃથ્વીના લોલુપાચ્યુત નરકમાં ચોરાશી હજાર વરસની સ્થિતિવાળા નૈરયિકોમાં નારકપણે ઉત્પન્ન થઈશ.

२६३. तए णं सा रेवई गाहावइणी महासयएणं समणोवासएणं एवं वुत्ता समाणी एवं वयासी—"रुट्ठे णं ममं महासयए समणोवासए, हीणे णं ममं महासयए समणोवासए, अवज्झाया णं अहं महासयएणं समणोवासएणं, न नज्जइ णं, अहं केणवि कुमारेणं मारिज्जिस्सामि" त्ति कट्टु भीया तत्था तसिया उव्विग्गा संजायभया सणियं २ पच्चोसक्कइ, पच्चोसक्कित्ता जेणेव सए गिहे तेणेव उवागच्छइ, उवागच्छित्ता ओहय जाव झियाइ।

મહાશતક શ્રમણોપાસકના એ પ્રમાણે કહેવા પર તે રેવતી ગૃહપત્ની બોલી: 'મહાશતક શ્રમણોપાસક મારા ઉપર ગુસ્સે થયેલ છે. મહાશતક શ્રમણોપાસક મારા ઉપર હીન-વિરક્ત થયો છે અર્થાત્ મહાશતક શ્રમણો-પાસક મારા પ્રત્યે દુર્ભાવના રાખે છે, નથી જાણતી કે હું કયા પ્રકારના મૃત્યુથી મરાઈશ.' એમ વિચારી ભયભીત થઈ, ત્રાસ પામી, ગભરાઈ, ઉદ્વિગ્ન થઈ, અને અત્યંત ભય પામીને ધીમે ધીમે પાછી ચાલી ગઈ. પાછી જઈને જ્યાં પોતાનું ઘર છે ત્યાં આવી, આવીને અપહત થયેલી છે મનની ઇચ્છા જેની એવી તે યાવત્ ઉદાસ થઈ, ચિન્તામગ્ન થઈ ગઈ.

२६४. तए णं सा रेवई गाहावइणी अंतो सत्त-रत्तस्स अलसएणं वाहिणा अभि-भूया अट्ट-दुहट्ट-वसट्टा कालमासे कालं किच्चा इमीसे रयणप्पभाए पुढवीए लोलुयच्चुए नरए चउरासीइ-वास-

ત્યાર પછી તે રેવતી ગૃહપત્ની સાત રાતની અંદર અલસક વ્યાધિ વડે પીડિત થઈ આર્તધ્યાનની અત્યંત પરાધીનતા વડે દુઃખી થઈ કાલ સમયે કાલ કરીને રત્નપ્રભા નરકપૃથ્વીના લોલુપાચ્યુત નરકમાં ચોરાશી

सहस्स-ट्ठिइएसु नेरइएसु नेरइयत्ताए उववन्ना।

હજાર વરસની સ્થિતિવાળા નૈરયિકોમાં નારક રૂપે ઉત્પન્ન થઈ.

२६५. तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे समोसरणं जाव परिसा पडिगया।

તે કાલ તે સમયે શ્રમણ ભગવાન મહાવીર પધાર્યા, યાવત્ પરિષદ ધર્મદેશના સાંભળી અને વંદન-નમસ્કાર કરી પાછી ગઈ.

२६६. "गोयमा!" इ समणे भगवं महावीरे एवं वयासी—"एवं खलु गोयमा! इहेव रायगिहे नयरे ममं अंतेवासी महासयए नामं समणोवासए पोसह-सालाए अपच्छिम-मारणंतिय-संले-हणाए झूसिय-सरीरे भत्तपाणपडिया-इक्खिए कालं अणवकंखमाणे विहरइ।

'હે ગૌતમ!' એમ સંબોધી શ્રમણ ભગવાન મહાવીરે આ પ્રમાણે કહ્યું: હે ગૌતમ! અહીં રાજગૃહ નગરમાં મારો અન્તેવાસી શિષ્ય મહાશતક નામે શ્રમણોપાસક પોષધ-શાલામાં છેલ્લી મારણાન્તિક સંલેખના વડે કૃશ થયેલા શરીરવાળો અને જેણે ભાત-પાણીનું પ્રત્યાખ્યાન કર્યું છે એવો, કાલની દરકાર નહિ કરતો વિચરે છે.

२६७. तए णं तस्स महासयगस्स रेवई गाहावइणी मत्ता जाव विकड्ढेमाणी २ जेणेव पोसहसाला जेणेव महासयए तेणेव उवागया, मोहुम्माय जाव एवं वयासी—तहेव जाव दोच्चंपि तच्चंपि एवं वयासी।

તે મહાશતકની પત્ની રેવતી મદોન્મત્ત થયેલી યાવત્ ઉપરનાં વસ્ત્રને કાઢી નાખતી પૌષધશાલામાં મહાશતક પાસે આવી, આવીને મોહોન્માદને ઉત્પન્ન કરનારી વાતો અને (શૃંગારિક સ્ત્રીભાવને) બતાવવા લાગી, તે આ પ્રમાણે બોલી: 'હે મહાશતક!' ઇત્યાદિ પૂર્વવત્ કહી લેવું, યાવત્ બીજી વાર અને ત્રીજી વાર પણ એમ કહ્યું.

२६८. तए णं से महासयए समणोवासए रेवईए गाहावइणीए दोच्चंपि तच्चंपि एवं वुत्ते समाणे आसुरुत्ते ४ ओहिं पउंजइ, पउंजित्ता ओहिणा आभोएइ, आभोइत्ता रेवइं गाहावइणिं एवं

ત્યાર પછી તે રેવતી ગૃહપત્નીએ જ્યારે બીજી વાર અને ત્રીજી વાર એ પ્રમાણે કહ્યું, ત્યારે મહાશતક શ્રમણોપાસક ગુસ્સે થઈ ગયો, તેણે અવધિજ્ઞાનનો પ્રયોગ કર્યો અને અવધિજ્ઞાન વડે જાણીને રેવતી ગૃહપત્નીને

वयासी—जाव उववज्जिहिसि, "नो खलु कप्पइ, गोयमा ! समणोवासगस्स अपच्छिम जाव झूसियसरीरस्स भत्त-पाणपडियाइक्खियस्स परो संतेहिं तच्चेहिं तहिएहिं सब्भूएहिं अणिट्ठेहिं अकंतेहिं अप्पिएहिं अमणुण्णेहिं अमणामेहिं वागरणेहिं वागरित्तए।" तं गच्छ णं, देवाणुप्पिया ! तुमं महासययं समणोवासयं एवं वयाहि—"नो खलु देवाणुप्पिया ! कप्पइ समणोवासगस्स अपच्छिम जाव भत्तपाण पडियाइक्खियस्स परो संतेहिं जाव वागरित्तए। तुमे य णं देवाणुप्पिया ! रेवई गाहावइणी संतेहिं ४ अणिट्ठेहिं ५ वागरणेहिं वागरिया। तं णं तुमं एयस्स ठाणस्स आलोएहि जाव जहारिहं च पायच्छित्तं पडिवज्जाहि"।

કહ્યું: યાવત્ તું (સાત દિવસમાં અલસક વ્યાધિથી મરીને નરકમાં ઉત્પન્ન થઈશ.) તો હે ગૌતમ! અપશ્ચિમ–છેલ્લી મારણાન્તિક સંલેખના વડે જેનું શરીર ક્ષીણ થયું છે અને ભક્તપાનનું જેણે પ્રત્યાખ્યાન કર્યું છે એવા શ્રમણોપાસકને સત્ય, તથ્ય અને સદ્‌ભૂત હોવા છતાં પણ અનિષ્ટ, અનિચ્છનીય, અપ્રિય, અમનોજ્ઞ, અમનામ-અમનોહર શબ્દો વડે બીજાને કહેવું તે યોગ્ય નથી, માટે હે દેવાનુપ્રિય! તું જા અને મહાશતક શ્રમણોપાસકને આ પ્રમાણે કહે કે: 'હે દેવાનુપ્રિય! અપશ્ચિમ મારણાન્તિક સંલેખના વડે ક્ષીણ શરીરવાળા અને યાવત્ ભક્ત-પાનનું પ્રત્યાખ્યાન કરનાર શ્રમણોપાસકને સત્ય યાવત્ અનિષ્ટ કથન વડે બીજાને ઉત્તર આપવો કલ્પતો નથી. હે દેવાનુપ્રિય! તે રેવતી ગૃહપત્નીને સત્ય (૪) છતાં અનિષ્ટ (૬) વચનો વડે ઉત્તર આપ્યો છે. માટે તું એ સ્થાનની આલોચના કર અને યથાયોગ્ય પ્રાયશ્ચિત્તનો સ્વીકાર કર.

२६९. तए णं से भगवं गोयमे समणस्स भगवओ महावीरस्सं "तह" त्ति एयमट्ठं विणएणं पडिसुणेइ, पडिसुणित्ता, तओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता रायगिहं नयरं मज्झं-मज्झेणं अणुप्पविसइ, अणुप्पविसित्ता जेणेव महासयगस्स समणोवासयस्स गिहे जेणेव महासयए समणोवासए तेणेव उवागच्छइ।

ત્યાર બાદ ભગવાન ગૌતમ શ્રમણ ભગવંત મહાવીરના એ કથનને 'તહ'ત્તિ કહી વિનયપૂર્વક સ્વીકાર કરે છે, સ્વીકાર કરીને ત્યાંથી નીકળે છે, નીકળીને રાજગૃહ નગરના મધ્ય ભાગમાં થઈ પ્રવેશ કરે છે. પ્રવેશ કરીને જ્યાં મહાશતક શ્રમણોપાસકનું ઘર છે અને જ્યાં મહાશતક શ્રમણોપાસક છે, ત્યાં પહોંચે છે.

२७०. तए णं से महासयए समणोवासए भगवं गोयमं एज्जमाणं पासइ, पासित्ता हट्ठ जाव हियए भगवं गोयमं वंदइ नमंसइ।

ત્યારે તે મહાશતક શ્રમણોપાસક ભગવાન ગૌતમને આવતાં જુએ છે. જોઈને પ્રસન્ન અને સંતુષ્ટ હૃદયવાળો, તે ભગવંત ગૌતમને વંદન-નમસ્કાર કરે છે.

२७१. तए णं से भगवं गोयमे महासययं समणोवासयं एवं वयासी—"एवं खलु देवाणुप्पिया! समणे भगवं महावीरे एवमाइक्खइ, भासइ, पण्ण-वेइ, परूवेइ"—"नो खलु कप्पइ, देवाणुप्पिया! समणोवासगस्स अप-च्छिम जाव वागरित्तए। "तुमे णं देवाणुप्पिया! रेवई गाहावइणी संतेहिं जाव वागरिआ," तं णं तुमं देवाणु-प्पिया! एयस्स ठाणस्स आलोएहि जाव पडिवज्जाहि"।

ત્યાર પછી ભગવાન ગૌતમે મહાશતક શ્રમણોપાસકને આ પ્રમાણે કહ્યું: હે દેવાનુ-પ્રિય! શ્રમણ ભગવાન મહાવીર આ પ્રમાણે કહે છે, ભાષે છે અને પ્રરૂપે છે. હે દેવાનુ-પ્રિય! સૌથી છેલ્લી મારણાન્તિક સંલેખના વડે જેનું શરીર ક્ષીણ થયું છે, એવા શ્રમણોપાસકને સત્ય છતાં અનિષ્ટ ઉત્તર વડે કહેવું યોગ્ય નથી. હે દેવાનુપ્રિય! તે રેવતી ગૃહપત્નીને અદ્ભુત છતાં અપ્રિય ઉત્તર આપ્યો છે. માટે હે દેવાનુપ્રિય! તું એ સ્થાનની આલોચના કર, યાવત્ પ્રાયશ્ચિત્ત સ્વીકાર કર.

२७२. तए णं से महासयए समणोवासए भगवओ गोयमस्स 'तह' त्ति एयमट्ठं विणएणं पडिसुणेइ, पडिसुणेत्ता तस्स ठाणस्स आलोएइ जाव अहारिहं च पायच्छित्तं पडिवज्जइ।

તે પછી તે મહાશતક શ્રમણોપાસકે ભગવંત ગૌતમના એ અર્થને 'તહ'ત્તિ કહીને વિનય-પૂર્વક સ્વીકાર કર્યો. સ્વીકાર કરીને તે સ્થાનની આલોચના કરી, યાવત્ યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત અંગીકાર કર્યું.

२७३. तए णं से भगवं गोयमे महासयगस्स समणोवासयस्स अंतियाओ पडिणि-क्खमइ, पडिणिक्खमित्ता रायगिहं नयरं मज्झं-मज्झेणं निग्गच्छइ, निग्गच्छित्ता जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, उवा-

ત્યાર બાદ ભગવાન ગૌતમ, મહાશતક શ્રમણોપાસકની પાસેથી બહાર નીકળ્યા, નીકળીને રાજગૃહ નગરના મધ્ય ભાગમાં થઈને જ્યાં શ્રમણ ભગવાન મહાવીર હતા ત્યાં પાછા ફર્યા અને શ્રમણ ભગવાન મહા-વીરને વંદન-નમસ્કાર કરીને સંયમ અને

## અધ્યયન નવમું

# નન્દિનીપિતા

२७६. नवमस्स उक्खेवओ, एवं खलु जम्बू ! तेणं कालेणं तेणं समएणं सावत्थी नयरी। कोट्ठए चेइए। जियसत्तू राया। तत्थ णं सावत्थीए नयरीए नंदिणीपिया नामं गाहावई परिवसइ, अड्ढे। चत्तारि हिरण्णकोडिओ निहाण-पउत्ताओ, चत्तारि हिरण्ण-कोडिओ वुड्ढि-पउत्ताओ, चत्तारि हिरण्ण-कोडिओ पवित्थर-पउत्ताओ, चत्तारि वया दस-गोसाहस्सिएणं वएणं। अस्सिणी भारिया।

નવમા અધ્યયનનો ઉપોદ્ઘાત કહેવો. શ્રી સુધર્મા સ્વામી કહે છે: હે જંબૂ! તે કાલે અને તે સમયે શ્રાવસ્તી નામક નગરી હતી. ત્યાં કોષ્ઠક નામક ચૈત્ય હતું. જિત-શત્રુ રાજા હતો. તે શ્રાવસ્તી નગરીમાં નન્દિનીપિતા નામક ગૃહપતિ રહેતો હતો. તે આઢ્ય—ધનવાન હતો. તેને ચાર હિરણ્ય-કોટિ નિધાનમાં, ચાર હિરણ્યકોટિ વ્યાજે અને ચાર હિરણ્યકોટિ ધન-ધાન્યાદિના વિસ્તારમાં રોકી હતી. દસ હજાર ગાયોના એક વ્રજના હિસાબે ચાર વ્રજો હતાં. તેનાં પત્નીનું નામ અશ્વિની હતું.

२७७. सामी समोसढे। जहा आणंदो तहेव गिहि-धम्मं पडिवज्जइ। सामी बहिया विहरइ।

મહાવીર સ્વામી સમોસર્યા. આનંદ શ્રાવકની પેઠે તેણે તેમ જ ગૃહસ્થધર્મનો સ્વીકાર કર્યો. પછી મહાવીર સ્વામી બહારના દેશોમાં વિચરવા લાગ્યા.

२७८. तए णं से नंदिणीपिया समणोवासए जाए जाव विहरइ।

નન્દિનીપિતા શ્રાવક થયો અને યાવત્ (જીવ-અજીવાદિ તત્ત્વને જાણતો) વિચરે છે.

२७९. तए णं तस्स नंदिणीपियस्स समणो-वासयस्स बहूहिं सीलव्वयगुण जाव

તે પછી તે નન્દિનીપિતા શ્રમણોપાસકને ઘણાં શીલવ્રતો, ગુણવ્રતો વગેરેથી આત્માને

भावेमाणस्स चोद्दस सवंच्छराइं वइक्कंताइं। तहेव जेट्ठं पुत्तं ठवेइ। धम्मपण्णत्तिं। वीसं वासाइं परियागं। नाणत्तं अरुणगवे विमाणे उववाओ। महाविदेहे वासे सिज्झिहिइ।

निक्खेवओ।

सत्तमस्स अङ्गस्स उवासगदसाणं नवमं नन्दिनीपियाज्झयणं समत्तं।

ભાવિત કરતાં ચૌદ વરસ વ્યતીત થયાં. આનંદની જેમ જ તે જ્યેષ્ઠ પુત્રને પોતાના સ્થાને સ્થાપન કરે છે અને ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકાર કરીને વિચરે છે. વીસ વરસ સુધી શ્રાવક પર્યાય પાળે છે. વિશેષતા એ છે કે તે અરુણ વિમાનમાં ઉત્પન્ન થયો. પછી તે મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લઈ સાધના કરી મોક્ષે જશે.

અહીં નિક્ષેપ કહેવો જોઈએ.



## અધ્યયન દસમું

# સાલિહીપિતા

२८०. दसमस्स उक्खेवो, एवं खलु जम्वू। तेणं कालेणं तेणं समएणं सावत्थी नयरी। कोट्ठए चेइए। जियसत्तू राया। तत्थ णं सावत्थीए नयरीए सालिहीपिया नामं गाहावई परिवसइ, अड्ढे दित्ते। चत्तारि हिरण्णकोडीओ निहाण-पउत्ताओ, चत्तारि हिरण्ण-कोडीओ, वुड्ढि-पउत्ताओ, चत्तारि हिरण्ण-कोडीओ पवित्थर-पउत्ताओ, चत्तारि वया दस-गोसाहस्सिएणं वएणं। फग्गुणी भारिया।

દસમા અધ્યયનનો ઉપોદ્ઘાત કહેવો. સુધર્મા સ્વામીએ કહ્યું : હે જંબૂ! તે કાલે, તે સમયે શ્રાવસ્તી નગરી હતી, કોષ્ઠક ચૈત્ય હતું. તે શ્રાવસ્તીનો રાજા જિતશત્રુ હતો. તે શ્રાવસ્તી નગરીમાં સાલિહીપિતા નામે ગૃહપતિ રહેતો હતો. તે સંપન્ન અને દીપ્ત-તેજસ્વી હતો. તેને ચાર હિરણ્યકોટિ નિધાનમાં મૂકેલી, ચાર હિરણ્યકોટિ વ્યાજે મૂકેલી અને ચાર હિરણ્યકોટિ ધન-ધાન્યાદિના વિસ્તારમાં લગાડેલી હતી. તેને દસ-દસ હજાર ગાયોનાં ચાર વ્રજો હતાં. એટલે ચાલીસ હજાર ગાયો હતી. ફાલ્ગુની ભાર્યા હતી.

२८१. सामी समोसढे! जहा आणंदो तहेव गिहि-धम्मं पडिवज्जइ। जहा कामदेवो तहा जेट्ठं पुत्तं ठवेत्ता पोसह-सालाए समणस्स भगवओ महावीरस्स धम्म-पण्णत्तिं उवसंपज्जि-त्ताणं विहरइ। नवरं निरुवसग्गाओ एक्कारसवि उवासग-पडिमाओ तहेव भाणियव्वाओ, एवं कामदेव-गमेणं नेयव्वं जाव सोहम्मे कप्पे अरुणकीले विमाणे देवत्ताए उववन्ने। चत्तारि

મહાવીર સમોસર્યા. આનંદની પેઠે તે ગૃહસ્થધર્મને સ્વીકારે છે, અને કામદેવની જેમ જ્યેષ્ઠ પુત્રને સ્થાપીને પોષધશાલામાં શ્રમણ ભગવંત મહાવીરની ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારીને વિહરે છે. પરંતુ અગિયારે શ્રાવકની પ્રતિમાઓ ઉપસર્ગ રહિત તે જ રીતે કહેવી. કામદેવના વૃત્તાન્તમાં જે સૂત્રપાઠ છે તે પ્રમાણે અહીં કહેવું. યાવત્ સૌધર્મ કલ્પમાં અરુણકીલ વિમાનમાં દેવરૂપે ઉત્પન્ન થયો. ત્યાં તેની ચાર પલ્યોપમની સ્થિતિ

पलिओवमाइं ठिई। महाविदेहे वासे सिज्झिहिइ। निक्खेवो।

सत्तमस्स अङ्गस्स उवासगदसाणं दसमं सालिहीपियाज्झयणं समत्तं।

છે. તે મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઈને મોક્ષ પામશે.

## उपसंहार

२८२. दसण्हवि पणरसमे संवच्छरे वट्टमाणाणं चिंता। दसण्हवि वीसं वासाइं समणोवासय-परियाओ।

२८३. एवं खलु जम्बू! समणेणं जाव संपत्तेणं सत्तमस्स अंगस्स उवासगदसाणं दसमस्स अज्झयणस्स अयमट्ठे पण्णत्ते।

२८४. उवासगदसाणं सत्तमस्स अंगस्स एगो सुयखंधो। दस अज्झयणा एक्कसरगा दससु चेव दिवसेसु उद्दिस्सिज्जंति। तओ सुयखंधो समुद्दिस्सिज्जइ, अणुण्णविज्जइ दोसु दिवसेसु, अंगं वहेव।

उपासगदशाओ समत्ताओ

## ઉપસંહાર

દશે શ્રાવકોને પંદરમા વર્ષે ચિન્તા—ધર્મ-પ્રજ્ઞપ્તિ મુજબ વર્તવાનો વિચાર થાય છે. અને દશે શ્રાવકો વીસ વરસ શ્રમણોપાસક પર્યાયમાં રહ્યા.

એ પ્રમાણે હે જંબૂ! યાવત્ નિર્વાણને પ્રાપ્ત થયેલા શ્રમણ ભગવાન મહાવીરે ઉપાસકદશાંગના દસમા અધ્યયનનો આ અર્થ કહ્યો છે.

ઉપાસકદશા નામક સાતમા અંગમાં એક શ્રુતસ્કંધ છે. દશ અધ્યયન છે. એકસરખા સ્વર અર્થાત્ પાઠ છે. દશ દિવસમાં તેનો પાઠ પૂરો થાય છે. એમ કરવાથી શ્રુતસ્કંધનો પાઠ થઈ જાય છે, બે દિવસમાં આનો પાઠ પૂરો કરવાની અનુમતિ પણ આપી છે.

ઉપાસકદશાંગ સમાપ્ત.

# સંગ્રહ-ગાથાઓ

वाणियगामे चम्पा दुवे य बाणारसीए नयरीए ।
आलभिया य पुरवरी कंपिल्लपुरं च बोद्धव्वं ॥ १ ॥
पोलासं रायगिहं सावत्थीए पुरीए दोन्नि भवे ।
एए उवासगाणं नयरा खलु होन्ति बोद्धव्वा ॥ २ ॥
सिवनंद-भद्द-सामा धन्न-बहुल-पूस-अग्गिमित्ता य ।
रेवई-अस्सिणि तह फग्गुणी य भज़्जाण नामाइं ॥ ३ ॥
ओहिण्णाण-पिसाए माया वाहि-धण-उत्तरिज्जेय ।
भज्जा य सुव्वया दुव्वया निरुवसग्गया दोन्नि ॥ ४ ॥
अरुणे अरुणाभे खलु अरुणप्पह अरुणकंत-सिट्ठे य ।
अरुणज्झए य छट्ठे भूय-वडिंसे गवे कीले ॥ ५ ॥
चाली सट्ठि असीई सट्ठी सट्ठी य सठ्ठी दस सहस्सा ।
असिए चत्ता चत्ता एए वइयाण य सहस्सा ॥ ६ ॥
बारस अट्ठारस चउवीसं तिविहं अट्ठारसाइ नेयं ।
धन्नेण ति-चोवीसं बारस य कोडीओ ॥ ७ ॥
उल्लण-दन्तवण-फले अब्भिगणुव्वट्टणे सणाणे य ।
वत्थ-विलेवण-पुप्फे आभरणं धूव-पेज्जाइ ॥ ८ ॥
भक्खोयण-सूय-घए सागे माहुर-जेमणऽन्नपाणे य ।
तम्बोले इगवीसं आणंदाईण अभिग्गहा ॥ ९ ॥
उड्ढं सोहम्मपुरे लोलूए अहे उत्तरे हिमवन्ते ।
पंचसए तह तिदिसिं, ओहिण्णाणं दसगणस्स ॥ १० ॥
दंसण-वय-सामाइ-पोसह—पडिमा-अबंभ-सच्चित्ते ।
आरम्भ—पेस—उद्दिट्ठ—वज्जए समणभूए य ॥ ११ ॥
इक्कारस पडिमाओ वीसं परियाओ अणसणं मासे ।
सोहम्मे चउपलिया, महाविदेहम्मि सिज्झहिइ ॥ १२ ॥

**॥ उवासगदसाओ समत्ताओ ॥**

# સંગ્રહગાથાઓનો અર્થ

આ સંગ્રહગાથાઓ એ શાસ્ત્રનો મૂળ પાઠ નથી. નિર્યુક્તિકારે આ ગાથાઓમાં સંપૂર્ણ શાસ્ત્રનો સાર આપ્યો છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે છે:

## ૧. શ્રાવક અને તેની નગરીઓ

| | |
|---|---|
| વાણિજ્યગામમાં એક શ્રાવક થયા | : આનંદ |
| ચંપામાં | : કામદેવ |
| વારાણસી | : ચુલનીપિતા અને સુરાદેવ |
| આલભિકા | : ચુલ્લશતક |
| કામ્પિલ્યપુર | : કુંડકોલિક |
| પોલાશપુર | : સકડાલપુત્ર |
| રાજગૃહ | : મહાશતક |
| શ્રાવસ્તી | : નન્દિનીપિતા અને સાલિહીપિતા |

## ૨ શ્રાવકની પત્નીઓ

| | |
|---|---|
| ૧ આનંદની | શિવાનંદા |
| ૨ કામદેવની | ભદ્રા |
| ૩ ચુલનીપિતાની | શ્યામા |
| ૪ સુરાદેવની | ધન્યા |
| ૫ ચુલ્લશતકની | બહુલા |
| ૬ કુંડકોલિકની | પુષ્પા |
| ૭ સકડાલપુત્રની | અગ્નિમિત્રા |
| ૮ મહાશતકની | રેવતી આદિ તેર |
| ૯ નન્દિનીપિતાની | અશ્વિની |
| ૧૦ સાલિહીપિતાની | ફાલ્ગુની |

## ૩ વિશેષ ઘટના

| | |
|---|---|
| ૧ આનંદ | : અવધિજ્ઞાન અને ગૌતમ સ્વામીનો સંદેહ. |
| ૨ કામદેવ | : પિશાચનો ઉપસર્ગ અને શ્રાવકનું અંત સુધી દૃઢ રહેવું. |
| ૩ ચુલનીપિતા | : પિશાચ દ્વારા માતા ભદ્રાના વધનું કથન સાંભળીને વિચલિત થવું. |
| ૪ સુરાદેવ | : પિશાચ દ્વારા ૧૬ ભયંકર રોગ ઉત્પન્ન કરવાની ધમકી અને વિચલિત થવું. |
| ૫ ચુલ્લશતક | : પિશાચ દ્વારા સમ્પત્તિ નાશ કરવાની ધમકી અને તેનું વિચલિત થવું. |
| ૬ કુંડકોલિક | : દેવ દ્વારા ઉત્તરીય તથા અંગૂઠી લેવી તથા ગોશાલકના મતની પ્રશંસા કરવી, કુંડકોલિકની દૃઢતા અને દેવનું નિરુત્તર થવું. |
| ૭ સકડાલપુત્ર | : સુવ્રતા અગ્નિમિત્રા પત્નીએ વ્રતથી સ્ખલિત થવા પર ફરીથી ધર્મમાં સ્થિત કર્યો, ભગવાન મહાવીર દ્વારા |

નિયતિવાદનું ખંડન અને સકડાલપુત્રના ગોશાલકના મતને છોડીને તેના મતના અનુયાયી થયા.

૮ મહાશતક : રેવતીનો ઉપસર્ગ, મહાશતક દ્વારા રેવતીના ભાવિ નરક-ગમનનું કથન અને ભગવાન મહાવીર દ્વારા તેને અનુચિત બતાવીને પ્રાયશ્ચિત્ત કરવાનો આદેશ.

૯ નન્દિનીપિતા
૧૦ સાલિહીપિતા } આ બન્નેને જીવનમાં કંઈ ઉપસર્ગ નથી પડચો.

## ૪ મૃત્યુ થયા પછી સ્વર્ગમાં પ્રાપ્ત થયેલાં વિમાનોનાં નામ

| | | |
|---|---|---|
| ૧ | આનન્દ | : અરુણ |
| ૨ | કામદેવ | : અરુણાભ |
| ૩ | ચુલનીપિતા | : અરુણપ્રભ |
| ૪ | સુરાદેવ | : અરુણકાન્ત |
| ૫ | ચુલ્લશતક | : અરુણશ્રેષ્ઠ |
| ૬ | કુંડકોલિક | : અરુણધ્વજ |
| ૭ | સકડાલપુત્ર | : અરુણભૂત |
| ૮ | મહાશતક | : અરુણાવંતસક |
| ૯ | નન્દિનીપિતા | : અરુણગવ |
| ૧૦ | સાલિહીપિતા | : અરુણકીલ |

## ૫ પશુ-ધનની સંખ્યા

| | | |
|---|---|---|
| ૧ | આનંદ | : ચાર વ્રજ = ૪૦ હજાર ગાયો |
| ૨ | કામદેવ | : છ વ્રજ = ૬૦ હજાર ગાયો |
| ૩ | ચુલનીપિતા | : આઠ વ્રજ = ૮૦ હજાર ગાયો |
| ૪ | સુરાદેવ | : છ વ્રજ = ૬૦ હજાર ગાયો |
| ૫ | ચુલ્લશતક | : છ વ્રજ = ૬૦ હજાર ગાયો |
| ૬ | કુંડકોલિક | : છ વ્રજ = ૬૦ હજાર ગાયો |
| ૭ | સકડાલપુત્ર | : એક વ્રજ = ૧૦ હજાર ગાયો |
| ૮ | મહાશતક | : આઠ વ્રજ = ૮૦ હજાર ગાયો |
| ૯ | નન્દિનીપિતા | : ચાર વ્રજ = ૪૦ હજાર ગાયો |
| ૧૦ | સાલિહીપિતા | : ચાર વ્રજ = ૪૦ હજાર ગાયો |

## ૬ સુવર્ણ મોહરોની સંખ્યા

| | | |
|---|---|---|
| ૧ | આનંદ | : ૧૨ કરોડ ત્રણ ક્ષેત્રોમાં વિભક્ત અર્થાત્ (૧) નિધાન (૨) વ્યાપાર (૩) ઘર એવં સામાન રૂપમાં, પ્રત્યેકમાં ચાર કરોડ. |
| ૨ | કામદેવ | : ૧૮ કરોડ, પ્રત્યેક ક્ષેત્રમાં ૬ કરોડ. |
| ૩ | ચુલનીપિતા | : ૨૪ કરોડ, પ્રત્યેક ક્ષેત્રમાં આઠ કરોડ. |
| ૪ | સુરાદેવ | : ૧૮ કરોડ, પ્રત્યેક ક્ષેત્રમાં છ કરોડ. |
| ૫ | ચુલ્લશતક | : ૧૮ કરોડ, પ્રત્યેક ક્ષેત્રમાં છ કરોડ. |
| ૬ | કુંડકોલિક | : ૧૮ કરોડ, પ્રત્યેક ક્ષેત્રમાં છ કરોડ. |
| ૭ | સકડાલપુત્ર | : ૩ કરોડ, પ્રત્યેક ક્ષેત્રમાં એક કરોડ. |
| ૮ | મહાશતક | : ૨૪ કરોડ પોતાની, પ્રત્યેક ક્ષેત્રમાં આઠ કરોડ, આઠ કરોડ રેવતીની હતી. |
| ૯ | નન્દિનીપિતા | : ૧૨ કરોડ, પ્રત્યેક ક્ષેત્રમાં ચાર કરોડ. |
| ૧૦ | સાલિહીપિતા | : ૧૨ કરોડ, પ્રત્યેક ક્ષેત્રમાં ચાર કરોડ. |

## ૭ અભિગ્રહ અર્થાત્ ભોગ્ય વસ્તુઓની મર્યાદા

આનંદ આદિ શ્રાવકોએ નીચે લખેલી ૨૧ વાતોમાં મર્યાદા રાખી હતી :

| | | |
|---|---|---|
| ૧ | ઉલ્લણ | : સ્નાન કર્યા પછી શરીર લૂછવાના કામમાં આવતું અંગોચ્છું. |
| ૨ | દન્તવણ | : દાંતણ. |
| ૩ | ફલ | : ફળ. |
| ૪ | અભ્યંગણ | : અભ્યંગન અર્થાત્ માલિશ કરવાનું તેલ. |
| ૫ | ઉવ્વટ્ટણ | : ઉબટ્ટન અર્થાત્ અંગોપર માલિશ કરવા માટે સુગંધિત ચૂર્ણ. |
| ૬ | નહાણ | : સ્નાનના માટે પાણીનું પરિમાણ. |
| ૭ | વત્થ | : વસ્ત્ર, પહેરવાનાં કપડાં. |
| ૮ | વિલેપન | : વિલેપન, ચંદન, કસ્તૂરી આદિ લેપ કરવાનાં દ્રવ્યો. |
| ૯ | પુપ્ફ | : પુષ્પ, ફૂલ, માલા આદિ. |
| ૧૦ | આભરણ | : આભૂષણ. |
| ૧૧ | ધૂપ | : ધૂપબત્તી વગેરે. |
| ૧૨ | પેજ્જ | : પેય, શરબત, ઠંડી પીવાની વસ્તુઓ. |
| ૧૩ | ભક્ખ | : ભક્ષ્ય, પકવાન યા મીઠાઈ. |
| ૧૪ | ઓદન | : ઓદન અર્થાત્ ચોખા, આ તે દિવસોમાં બિહારનું મુખ્ય ભોજન હતું. |
| ૧૫ | સૂય | : સૂપ–દાળ. |
| ૧૬ | ઘએ | : ઘૃત, ઘી. |
| ૧૭ | સાગ | : શાક, શાકભાજી. |
| ૧૮ | માહુર | : માધુર, ગોળ, ખાંડ આદિ ભોજન. |
| ૧૯ | જેમણ | : દહીંવડા, પકોડા, પાપડ, આદિ ભોજન ઉપરાંત ખાવાના ઉપયોગમાં આવતી વસ્તુઓ. |
| ૨૦ | પાણે | : પાનીય, કૂવા, નદી, સરોવર, વાદળાં આદિનું પાણી પીવાને માટે. |
| ૨૧ | તમ્બોલ | : તામ્બૂલ અર્થાત્ પાન અને તેમાં ખાવામાં આવતાં મસાલા. |

## ૮ અવધિજ્ઞાનની મર્યાદા

બે શ્રાવકોને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું, અને તે ભિન્ન ભિન્ન દિશાઓમાં નીચે લખેલ છે તે પ્રમાણે જોવા, જાણવા લાગ્યા.

| | |
|---|---|
| પૂર્વ દિશા | : લવણ સમુદ્રમાં પાંચ યોજન સુધી, આ પ્રકારે દક્ષિણ અને પશ્ચિમમાં. |
| ઉત્તર દિશા | : ચુલ્લ હિમવંત પર્વત સુધી. |
| ઊર્ધ્વ દિશા | : સૌધર્મ દેવલોકમાં સૌધર્મ કલ્પ વિમાન સુધી |
| અધો દિશા | : પ્રથમ રત્નપ્રભા નામની પ્રથમ નરકમાં લોલુપાચ્ચુત નામના સ્થાન સુધી જ્યાં ચૌરાશી હજાર વર્ષની આયુવાળા નારકી જીવ રહે છે. મહાશતકે ત્રણે દિશાઓમાં હજાર હજાર યોજન સુધી અવધિજ્ઞાનથી જાણ્યું અને જોયું. |

## ૯ અગિયાર પ્રતિમાઓ

દરેક શ્રાવકે અગિયાર પ્રતિમાઓ સ્વીકાર કરી. તે આ પ્રમાણે:

૧ દર્શન
૨ વ્રત
૩ સામાયિક
૪ પૌષધ
૫ દિવા–દિવસ બ્રહ્મચર્ય
૬ બ્રહ્મચર્ય
૭ સચિત્ત પરિત્યાગ
૮ આરંભ પરિત્યાગ
૯ પ્રેષ્ય અર્થાત્ નોકર આદિને મોકલવાનો પરિત્યાગ
૧૦ ઉદ્દિષ્ટ ભોજનનો પરિત્યાગ
૧૧ શ્રમણભૂત.

દરેક (પ્રત્યેક) શ્રાવકે વીસ વર્ષ સુધી વ્રત અને પ્રતિમાનું પાલન કર્યું અને અંતમાં સંલેખના દ્વારા શરીરનો પરિત્યાગ કરીને સૌધર્મ દેવલોકમાં ચાર પલ્યોપમનું આયુષ્ય પ્રાપ્ત કર્યું. ત્યાંથી ચ્યવન કરીને બધા (દશ) શ્રાવકો મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થશે અને સિદ્ધિ પ્રાપ્ત કરશે.



# શુદ્ધિપત્ર

| કોલમ | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧૪ | केट्ठे अ | के अट्ठे |
| ૧ | ૨ | ૫ | समणणं | समणेणं |
| ૧ | ૨ | ૯ | अठ्टे | अट्ठे |
| ૨ | ૨ | ૬ | યાવતૂ | યાવત્ |
| ૧ | ૫ | ૧૨ | अविहतमेयं | अवितहमेयं |
| ૧ | ૭ | ૧૩ | वाहणविहिं | सगडविहिं |
| ૧ | ૭ | ૧૮ | सगडविहिं | वाहणविहिं |
| ૧ | ૯ | ૫ | पुप्फविहिपहिमाणं | पुप्फविहिपरिमाणं |
| ૧ | ૯ | ૧૦ | मट्ठकण्णेज्जेएहिं | मट्ठकण्णेज्जएहिं |
| ૧ | ૧૫ | ૪ | संजुत्ताहिगरणं | संजुत्ताहिगरणे |
| ૨ | ૧૬ | ૧ | દેશાવકાશિક | દેશાવગાશિક |
| ૨ | ૧૭ | ૧૧ | કરીને | કહીને |
| ૨ | ૧૭ | ૧૪ | ઝષણા | ઝૂષણા |
| ૧ | ૨૫ | ૧૯ | — | तत्तवे |
| ૧ | ૨૯ | ૨૪ | नमंमइ | नमंसइ |
| ૧ | ૩૦ | ૮ | इ | इइ |
| ૧ | ૩૩ | ૯ | सालिभसेल्लसरिस्सा | सालिभसेल्लसरिसा |
| ૧ | ૩૪ | ૯ | सिक्कगसंठणसंठिया | सिक्कगसंठाणसंठिया |
| ૨ | ૩૬ | ૧ | કરવું | કરવો |
| ૧ | ૩૭ | ૪ | कामवंदे | कामदेवं |
| ૨ | ૩૭ | ૧૭ | પાછા | પાછો |
| ૧ | ૪૧ | શરૂઆતમાં | — | तए णं से कामदेवे समणोवासए तेणं देवेणं सप्प-रूवेणं एवं वुत्ते समाणे अभीए जाव विहरइ। सो वि दोच्चंपि तच्चंपि भणइ, कामदेवोवि जाव विहरइ। |
| ૨ | ૪૧ | ૧૬ | સર્વ૩૫ | સર્પ૩૫ |
| ૨ | ૪૨ | ૨૧ | કે | હે |

| કૉલમ | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨ | ૪૮ | ૪ | ગૌતમ | સુધર્મા |
| ૧ | ૪૯ | ૧૩૪માં પેરેગ્રાફની શરૂઆતમાં | — | तए णं तस्स चुलणीपियस्स समणोवासयस्स पुव्वरत्तावरत्तकालसमयंसि एगे देवे अंतियं पाउब्भूए। |
| ૨ | ૫૨ | ૧૯ | છંટાવ્યું | છાંટ્યું |
| ૨ | ૫૮ | ૮ | કઢાયા | કઢાય |
| ૨ | ૫૯ | ૧૮ | વડે | — |
| ૨ | ૬૬ | ૨૩ | કહે | કહો |
| ૨ | ૬૭ | ૩ | —કે | કારણકે |
| ૨ | ૭૦ | ૧૫ | સિદ્ધાન્તનું | સિદ્ધાન્તનો |
| ૨ | ૭૯ | ૭ | ‘તહ’ | ‘તહ’ત્તિ |
| ૨ | ૯૧ | ૪ | પદે | પદ |
| ૧ | ૯૪ | ૨૪ | भोगभोगइं | भोगभोगाइं |
| ૨ | ૯૬ | ૫ | સંભળાવે | સોંપે |
| ૧ | ૯૭ | ૧૪ | — | से |
| ૨ | ૧૦૧ | ૧૮ | (૬) | (૫) |
| — | ૧૦૮ | ૨૨ | सामाइ | सामाइय |
| — | ૧૧૧ | ૧૭ | પાંચ | પાંચસો |
| — | ૧૧૨ | ૯ | ઉદ્દિષ્ટ | ઉદ્દિષ્ટ |